# वृद्धचाणाक्य राजनिती.



છપાવી પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર. જગજીવન દલપત.



## अमदावाद.

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુ૦ પ્રી૦
અને જનરલ એ૦ કંપની "લીમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી

સંવત ૧૯૪૦. સને ૧૮૮૩.

કિંમત ૧ રૂપિયો.

# वृद्धचाणाख्य राजनिती.



છપાવી પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર. જગજીવન દલપત.



## अमदावाद.

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુ૦ પ્રીં૦
અને જનરલ એ૦ કુંપની "લીમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી

સંવત ૧૯૪૦. સને ૧૮૮૩.

કિંમત ૧ રૂપિયો.

# ॥ अथ वृद्धचाणाक्य ॥



## ॥श्रीगणेशाय नमः॥

**श्लोक.**

वृद्धचाणाक्यग्रंथस्य टीकांकुर्वेसुबोधिनी ॥
सर्वलोकोपकाराय भाषयागुर्जराख्यया ॥१॥

અર્થ.—પ્રથમ આ ગ્રંથની પ્રાકૃત ટીકા કરનારે સુજ્ઞ લોકોને એવું સુચવેછે કે આ સંસ્કૃત ગ્રંથ કરનારે લોકોના હીત તરફ નજર રાખીને નીતી અને ચતુરાઇની જે જે યુક્તીયો છે તેનો સંગ્રહ કીધો છે. પણ પ્રકૃત લોકોને સંસ્કૃત ભાષાનો અભ્યાસ ન હોવાને લીધે આ ગ્રંથની પ્રાકૃત ટીકા કરીને આ સટીકગ્રંથ અમે લોકોપકારને વાસ્તે છાપ્યો છે એનો સુજ્ઞ લોકો સંગ્રહ કરશે એવી આશા છે.

**ग्रंथप्रारंभ.**

प्रणम्यशिरसाविष्णु त्रैलोक्याधिपतिप्रभु ॥
नानाशास्त्रोद्धृतंवक्ष्ये राजनीतिसमुच्चय ॥१॥

ટીકા.—ત્રણ લોકોનો પાળણ કરનાર અને સમર્થ એવા વિષ્ણુંને નમસ્કાર કરીને ઘણાએક ગ્રંથોમાંથી શોધી કાહાડેલી રાજનીતિ બોલુંછું. ૧

अधीत्येदंयथाशास्त्रं नरोजानातिसत्तम् ॥
धर्मोपदेशविख्यातं कार्याऽकार्यंशुभाशुभं ॥२॥

ટીકા.—જે માણસ ભણીને અને ધર્મના ઉપદેશ વિશ

પ્રસિદ્ધ કરવાને યોગ્ય અયોગ્ય સારૂ નરેસુ ઈત્યાદી શાસ્ત્ર પ્રમાણે જાણે છે તે લોકોમાં શ્રેષ્ઠ થાય છે. ૨

तदहंसंप्रवक्ष्यामि लोकानांहितकाम्यया ॥

यनविज्ञानमात्रेण सर्वज्ञत्वंप्रपद्यते ॥३॥

ટીકા.—તેજ હું લોકોના હીતને વાસ્તે બોલુંછું કે જાણ-વાથી માણસ લોકોમાં સર્વજ્ઞતા પામે છે. ૩

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेनच ॥

दुःखितैःसंप्रयोगेन पंडितोप्यवसीदति ॥४॥

ટીકા.—મુર્ખ શિષ્યને ઉપદેશ કીધાથી અને દુષ્ટ સ્ત્રીનું પાલણ કીધાથી તેમજ દુઃખ પામતા માણસની સાથે ઘ-ણો પરિચય રાખવાથી વિદ્વાન માણસ પણ દુઃખપામેછે. ૪

दुष्टाभार्याशठंमित्रं भृत्यश्चोत्तरदायकः ॥

ससर्पेचगृहेवासो मृत्युरेवनसंशयः ॥५॥

ટીકા.—જે માણસની સ્ત્રી દુષ્ટછે અને મીત્ર ઠગછે અને ચાકર સામો જવાબ દેનારોછે અને જેનો વાસ સાપના ઘર-માંછે તેનું તો મૃત્યુંજ પ્રાપ્ત થયુંછે. એમાં સંશય નથી. ૫

आपदर्थेधनंरक्षे द्वारानरक्षेद्धनैरपि ॥

आत्मानंसततंरक्षे द्वारैरपिधनैरपि ॥६॥

ટીકા.—આગળ વિપત્તી આવશે એટલા વાસ્તે પૈસાનો સંગ્રહ કરવો. જો સ્ત્રીનો નાશ થતો હોય તો લોભ ન કરતાં પૈસો ખરચીને સ્ત્રીનું રક્ષણ કરવું. અને જો આપણો નાશ થતો હોય તો પૈસો તથા સ્ત્રી આપી દઈને હમેશાં આત્મ રક્ષણ કરવું જોઇએ. ૬

आपदर्थेधनंरक्षेत् श्रीमंतश्चकिमापदः ॥
कदापिचलतेलक्ष्मीः संचयोपिविनश्यति ॥७॥

ટીકા.—વીપત્તી આવશે એટલા વાસ્તે પૈશાની સંગ્રહ કરવો. એવું નીતિ શાસ્ત્ર બોલે છે. પરંતુ શ્રીમંત લોકો ને વિપત્તી શું કરશે એવું જો કહીએ તો કોઈ વખતે લક્ષ્મી પણ નાશ પામે છે ને ધન સંગ્રહ પણ જતો રહે છે. વાસ્તે દાન એટલે સારા માર્ગે પૈશા ખરચવા. એજ ધન સંગ્રહ કર્યાનું ફળ છે. એવું નીતિ શાસ્ત્ર બોલે છે. ૭

यस्मिनदेशेनसन्मानो नवृतिर्नचबांधवाः ॥
नचविद्यागमोप्यस्ति वासंतत्रनकारयेत् ॥८॥

ટીકા.—જે દેશમાં સત્કાર નથી વૃત્તિ નથી ને કોઈ બાંધવ પણ નથી, ને વિદ્યા પ્રાપ્ત થવાનો ઉપાય નથી, તે દેશમાં ક્ષણમાત્ર પણ રેહેવું નહીં. ૮

धनिकःश्रोत्रियोराजा नदीवैद्यस्तुपंचमः ॥
पंचयत्रनविद्यंते नतत्रदिपसंवसेत ॥९॥

ટીકા,—જે ગામમાં ધનવાન, અગ્નિહોત્રી બ્રાહ્મણ, રાજા, નદી, વૈદ્ય, એ પાંચ નથી ત્યાંહાં એક દાહાડો પણ રેહેવું નહીં. ૯

लोकयात्राभयंलज्जा दाक्षिण्यंत्यागशीलता ॥
पंचयत्रनविद्यंते नकुर्यात्तत्रसंगतिम् ॥१०॥

ટીકા.—જે દેશમાં માણસના નિર્વાહને વાસ્તે કોઈપણ ઉપાય તેમજ કોઇનું ભય, લજ્યા, દક્ષપણું દાન અને સારો ભાવ એ પાંચ નથી, ત્યાં ડાહ્યા માણસે રેહેવું નહીં. ૧૦

जानीत्प्रेषणेभृत्यान्बांधवान्व्यसनागमे ॥
मित्रंचापत्तिकालेषु भार्यांचविभवक्षये ॥११॥

टीका.—કોઈપણ સેવકને ગમે તે કામ કરવાને જ્યાંહાંસુધી આજ્ઞા કીધી નથી ત્યાંહાંસુધી તે સેવકની પરીક્ષા થતી નથી. વાસ્તે આજ્ઞા કરો તે વખતે તેઓ કેવાછે તે જાણવું. આપણને દુઃખ પ્રાપ્ત થયું હોય તે વખતે આપણા બાંધવો આપણને અનુકુળ છે કે નહીં તે તે વખતે જાણવું આપણા પેહેલાના મિત્ર આપણા વિપત્તીના વખતમાં કેવાછે તે જાણવું. જ્યાં સુધી ઐશ્વર્ય છે ત્યાંસુધી સ્ત્રી પુરૂષની આજ્ઞામાં રેહેછે પણ ઐશ્વર્યના ક્ષય થયા પછી તેહેના પરિક્ષા જાણવી. ११

आतुरेव्यसनेप्राप्ते दुर्भिक्षेशत्रुसंकटे ॥
राजद्वारेस्मशाने चयस्तिष्ठतिसबांधवा ॥१२॥

टीका.—રોગ થયો હોય તે વખતે અને દુઃખની વખતે દુકાળની વખતે અને દુશમનની સાથે લઢવાની વખતે અને રાજ્ય દરબારમાં તેમજ સમશાનમાં જે આપણને નહી છોડે તેજ ખરો બાંધવ જાણવો. १२

योध्रुवाणीपरित्यज्य अध्रुवंपरिसेवते ॥
ध्रुवाणितस्यनश्यंति अध्रुवंनष्टमेवच ॥१३॥

टीका—સત્ય વસ્તુનો ત્યાગ કરીને નાશવંત વસ્તુનો જે અંગીકાર કરે છે તેથી પ્રાપ્ત થએલાં સત્ય વસ્તુનાં ફળ નાશ પામેછેજ અને નાશવંત વસ્તુનો સત્ય બુદ્ધિથી જે અંગીકાર કરેછે તો તે વસ્તુ મૂળથીજ નાશવંત તેથી તે નાશ પામેછે પછી તે સેવન કરવાને એકે મળતું નથી. १३

वरयेत्कुलजंप्राज्ञो विरूपामपिकन्यकां ॥

**रूपशीलाननीचस्य विवाहोसदृषेकुले ॥१४॥**

**ટીકા.**—બુદ્ધિવાળા પુરૂષોએ કંન્યા પરણવી તેને રૂપ વગેરે સારા ન હોય તો પણ ઉંચાકુળની પરણવી. ઉત્તમ રૂપ તથા સ્વભાવથી તે સંપન્ન હોય તો પણ નીચાકુળની પરણવી નહીં. વીવાહ આદી જે સબંધ કરવાં તે આપણા સરખા કુળવાનની સાથે કરવાં. ૧૪

**नदीनांचनखीनांच शृंगिणांशस्त्रपाणिनां ॥**

**विश्वासोनैवकर्तव्यः स्त्रीसुराजकुलेषुच ॥१५॥**

**ટીકા.**—નદીનો, નખવાળા જનાવરોનો તેમજ શીંગડાંવાળા જનાવરોનો હમેશ હાથમાં શહસ્ત્ર ધરનારનો સ્ત્રીનો અને રાજાના કુળના માણસોનો વિશ્વાસ કોઈ દહાડો કરવો નહી. ૧૫

**विषादप्यमृतंग्राह्य ममेध्यादपि कांचनं ॥**

**नीचादप्युतमांविद्या स्त्रीरत्नंदुष्कुलादपि ॥१६॥**

**ટીકા.**—અમૃત વિષમાંથી શોધી લેવું; નરકાદી ખરાબ વસ્તુમાં સોનું પડ્યું હોય તે ધોઈ કરીને લેવું; ઉત્તમ વિદ્યા નિચ પાસે હોય તો પણ લેવી, તેમજ કંન્યા સર્વ ગુણવાળી હોય તો દુષ્ટકુળમાંથી પણ લેવી. ૧૬

**स्त्रीणांद्विगुणमहारो लज्जाचापिचतुर्गणा ॥**

**साहसंसद्गुणंचैव कामश्चाष्टगुणःस्मृतः ॥१७॥**

**ટીકા.**—પુરૂષ કરતાં સ્ત્રીયોનો આહાર બમણો તેમ લજ્યા પણ ચારગણી તેમજ સાહસ કર્મ એટલે વિચાર કર્યાવગર કરવું તે છ ગણું વર્તુ તેમજ કામ પણ આઠગણો વર્તોછે. ૧૭

**॥इति वृद्धचाणाक्ये नीति ग्रंथे प्रथमोऽध्यायसमाप्त॥**

---

## अध्याय २ जो.

अमृतंसाहसंमाया मुर्खत्वमतिलोभता ॥
अशौचत्वंनिर्दयत्वं स्त्रीणादोषाःस्वभावजाः ॥१॥

ટીકા.—જુઠું બોલવું વિચાર વગર કામ કરવું, કપટ, મૂર્ખાઈ, ઘણો લોભ, મેલાપણું તેમ નિર્દયતા આ સાત દોષ સ્ત્રીઓમાં સ્વભાવીક છે. ૧

भोज्यभोजनशक्तिश्च रतिशक्तिर्वरांगना ॥
विभवेदानशक्तिश्च नाल्पस्यतपसःफलं ॥२॥

ટીકા.—ભોજનના પદાર્થ છતાં ભોજન કરવાની શક્તિ હોવી. સુંદર સ્ત્રી છતાં રતી શક્તિ હોવી. ઐશ્વર્ય છતાં દાન શક્તિ હોવી. એ મોટાં પુન્યનાં મૂળ છે પુન્ય વગર એ પ્રાપ્ત થવાનાં નથી. ૨

यस्यपुत्रोवशीभनो भार्याछंदानुगामिनी ॥
विभवेयश्चसंतुष्ट स्तस्यस्वर्गइहैवहि ॥३॥

ટીકા.—પુત્ર જેને વશ છે ને સ્ત્રી ઇચ્છા પ્રમાણે ચાલનારી છે ને ઐશ્વર્યને ઠેકાણે જે હમેશ સંતોષી છે તેને અહીંઆંજ સ્વર્ગનું સુખ છે એમ સમજવું. ૩

तेपुत्रायेपितुर्भक्ताः सपितायस्तुपोषकः ॥
तन्मित्रंयत्रविश्वासः साभार्यायत्रनिर्वृतिः॥४॥

ટીકા.—જે પિતૃ ભકત એટલે બાપની ઇચ્છા પ્રમાણે ચાલે છે તેજ પુત્ર કહેવા અને મને એના થકી આગળ સુખ મળે. એવી આશા ન રાખીને પુત્રનું પાલણ કરે તેજ પિતા. જેના ઉપર સારી રીતે વિશ્વાસ રખાય તેજ

મીત્ર ને જેના યોગે સુખ મળે તેજ સ્ત્રી સમજવી.

परोक्षेकार्यहंतारं प्रत्यक्षेत्रियवादिनं ॥
वर्जयेत्ताहृशंमित्रं विषकुंभंपयोमुखं ॥५॥

ટીકા.—કુ મીત્રનાં લક્ષણ, સમક્ષ હેત કરી બોલે ને પછાડીથી નાશ કરે એવા મીત્ર વિષથી ભરેલા અને મોઢે માત્ર દુધ છે એવા ઘડાની માફક છે વાસ્તે તેને તજવો. ૫

नविश्वसेत्कुमित्रेच मित्रेचापिनविश्वसेत ॥
कदाचित्कुपितंमीत्रं सर्वगुह्यंप्रकाशयेत् ॥६॥

ટીકા.—કુ મિત્ર ઉપર વિશ્વાસ રાખવો નહી ને મીત્ર ઉપર પણ વિશ્વાસ રાખવો નહીં કેમકે મિત્રને કોઈ વખત ક્રોધ આવશે તો તે આપણું છાનું ઉઘાડું કરવાને ચુકવાનો નથી. ૬

मनसाचिंतितंकार्यं वाचानैवप्रकाशयेत ॥
मंत्रेणरक्षयेद्गुढं कार्यंचापीनीयोजयेत ॥७॥

ટીકા.— મન વડે જે કામનો નિશ્ચય કીધો છે તે કામ મોડે બોલી પ્રસિદ્ધ કરવુ નહી જોઇએ, મસલતથી તે કામનું રક્ષણ કરવું. ને તેની ગુપ્ત પણે યોજના કરવી. ૭

कष्टंचखलुमूर्खत्वं कष्टंचखलुयौवनं ॥
कष्टात्कष्टतरंचैव परगेहनीवासनं ॥८॥

ટીકા.-મુર્ખાઈ ઘણી દુઃખકારકછે, તેમજ જવાનીપણ દુખ કારકછે, કેમકે એને રાખવી એઘણું મુસ્કેલીનું કામછે, પરંતુ આ બન્ને કરતાં બીજાને ઘેર રેહેવું, એ ઘણુંજ દુખકારકછે. ૮

शैलेशैलेनमाणीक्यं मौक्तीकंनगजेगजे ॥
साधवोनहीसर्वत्रं चंदनंनवनेवने ॥९॥

ટીકા.—માણેક રત્ન એ પર્વતોમાં હોયછે અરૂં પણ બધા પર્વતોમાં હોતું નથી, હાથીમાં મોતી હોયછે પણ બધા હાથીમાં હોતાં નથી. તેમ સારા માણસો બધેજ ઠેકાણે છે એમ નથી અને સુખડનાં ઝાડો બધાજ વનમાંછે એમ પણ નથી. ૯

पुत्राश्चवीवीधैशीलै र्नियोज्याःसततंबुधैः ॥
नीतीज्ञाःशीलसंपन्ना भवंतिकुलपूजीताः ॥१०॥

ટીકા.—ડાહ્યા માણસોએ પોતાનાં છોકરાં ઉત્તમ સ્વભાવથી સંપન્ન થાય તેમ કરવું એટલે તેઓ સારા સ્વભાવવાળા નીતિ જાણનારા અને પોતાના કુળમાં પુજ્ય થશે. ૧૦

मातावैरीपीताशत्रु र्बालोयेननपाढ्यते ॥
सभामध्येनशोभंते हंसमध्येबकायथा ॥११॥

ટીકા.—જે માબાપોએ પોતાનાં છોકરાંઓને ભણાવ્યાં નથી તે માબાપો દુશમન છે એમ સમજવું. જેમ હંસમાં બક શોભતો નથી તેમ વિદ્વાનોની સભામાં એ અ વિદ્વાન શોભતો નથી. ૧૧

लालनाद्बहवोदोषा स्ताडनाद्बहवोगुणाः ॥
स्मातपुत्रंचशीष्यंच ताडयेन्नतुलालयेत ॥१२॥

ટીકા.—મીઠાં ભાષણ આલીંગનાદિક કરીને છોકરાનાં લાડ કરવાં. તેથી માતા પીતાને ઘણો દોષછે. માટે પુત્રનાં તથા શિષ્યનાં લાડ ન કરતાં તેમને તાડન કરવું જોઇએ. ૧૨

श्लोकेनवातदर्धेन तदर्धार्धाक्षरेणच ॥
अवध्यंदीवसंकुर्या दानाध्ययनकर्मभिः ॥१३॥

ટીકા.—એક શ્લોક અથવા અર્ધો શ્લોક અથવા એક પાદનહી તો એક અક્ષર પણ દરેક દહાડે ભણવો જોઇએ

तेज प्रमाणे दान अध्यनादीक कर्मो करवां जोइये, दहाडो व्यर्थ गमाववो नहीं जोइये. जे दहाडे कंई पण सारो उद्योग कीधो नथी ते दहाडो वंध्य छे वास्ते कंई पण सारो उद्योग करवो जोइये. १३

कांताविरयोगःस्वजनापमानोरणस्यशेषंकुनृपस्यसेवा॥
दरीद्रभावोवीषमासभायवीनाग्नीनैतेवदहंतीकाय।१४

टीका.—स्त्रीनो वियोग, आपणां माणस पासेथी अपमान लडाईमां रहेलो योद्धो दुष्ट राजानी सेवा दलिद्रता, विशम सभा(एटले जे सभामां नाना मोटानी व्यवस्था नथी ते सभा) एवां छ प्रकारनां दुःख माणसने प्राप्त थया छतां अग्निवगर शरीर बळे छे. १४

नदीतीरेचयेवृक्षाः परगेहेसुकामीनी ॥
मंत्रीहीनाश्चराजानो शीघ्रंनश्यंत्यसंशयं ॥१५॥

टीका.—नदिना कांठाना झाड अने बीजाने घेर जनारी जवान स्त्री अने प्रधान वगरनो राजा ए जलदीथी नाश पामे छे एमां संशय नथी. १५

बलेवीद्याचवीप्राणां राज्ञांसैन्यंबलंतथा ॥
बलंवीतंचवैश्यानां सूद्राणांचकनीष्टीका ॥१६॥

टीका.—ब्राह्मणनुं बळ विद्या, राजानुं बळसेना. वाणीआनुं बळ द्रव्य, अने शूद्रनुं बळ शेवा, आ बळवगरेनां जे छे ते शोभतां नथी. १६

नीर्धनंपुरूषंवेश्या प्रजाभग्नंनृपंत्यजेत ॥
[illegible] ॥१७॥

टीका.—द्रव्यवगरेना पुरुषने वेश्या त्याग करे छे पा-

ધનાઢ્ય શક્તિવગરના રાજાનો પ્રજા ત્યાગ કરેછે, ફળવગરના ઝાડનો પક્ષી ત્યાગ કરેછે, જે ઘેર જમ્યા હોય તે ઘરનો અભ્યાગત ત્યાગ કરે છે. ૧૭.

गृहीत्वादक्षीणांवीप्रा स्त्यजंतीयजमानकं ॥

प्राप्तवीद्यागुरुंशीष्या दग्धारण्यंमृगास्तथा ॥१८॥

ટીકા.—બ્રાહ્મણ જજમાન પાસેથી દક્ષણા લેઇને પછી તેને છોડે છે. શિષ્ય ગુરૂ પાસે વિદ્યા લેઈને ગુરૂને છોડે છે હરણ બળતા વનને છોડીને જતાં રહે છે આ શ્લોકનું તાત્પર્ય એ છે કે જાંહાં સુધી કોઇને કોઈ પાસેથી કાંઈ મળવાનું હોય છે ત્યાંસુધી તે તેની પાસે રેહે છે ને તે મળવા પછી તેનો ત્યાગ કરીને બીજે ઠેકાણે જાય છે. ૧૮

दुराचारोदुराद्दष्टी दुरावाशीचदुर्जनः ॥

यन्मैत्रीक्रीयतेपुंसां नरःशीघ्रंवीनस्यती ॥१९॥

ટીકા.—જેનું આચરણ ખરાબ, જેની દૃષ્ટી પાપી, અને ખરાબ જગાએ રેહેનારો સર્વ લોકોમાં દુષ્ટ એવાની સાથે જે મૈત્રી કરશે તે નાશ પામશે. ૧૯

समानेशोभतेप्रीती राज्ञीसेवाचशोभते ॥

वाणीज्यंव्यवहारेसु स्त्रीदीव्याशोभतेगृहे ॥२०

ટીકા—સરખા ઉપર પ્રીતી કરવી શોભે છે, રાજાની સેવા કરવી શોભે છે વ્યવહારમાં વાણીયાવટું શોભે છે ને સુંદર સ્ત્રી ઘરમાં શોભે છે. ૨૦

॥इती वृद्धचाणाक्ये नीतीग्रंथे द्वीतीयोध्याय समाप्त॥

———०००———

# अध्याय ३ जो.

कस्यदोषकुलेनापी व्याधीनाकेनपोडीतः ॥
व्यसनंकेननप्राप्तं कस्यसौख्यंनीरंतरं ॥१॥

ટીકા.—આ લોકમાં દોષવનાનું કોનું કુળ છે, જેને રોગ નહિ થયા હોય એવું કોણ છે; સંકટ નહિ આવ્યું હોય એવું કોણ છે હમેશ સુખ કોને છે દોષ રોગ સંકટ એ વનાનો ને હમેશ સુખી એવો એક આત્મા છે. ૧

आचारःकुलमाख्याती देशमाख्यातीभाषणम् ॥
संभ्रमःस्नेहमाख्याती वपुराख्यातीभोजनंम ॥२॥

ટીકા.—કુળમાં પ્રસિદ્ધ થવાને માત્ર કુળાચાર છે દેશમાં પ્રસિદ્ધ થવાને એક ઉત્તમ ભાષણ છે સ્નેહને પ્રસિદ્ધ કરવાને મોહ છે, દેહને પુષ્ટ કરવાને ભોજન છે. ૨

सुकुलेयोजयेतकन्या पुत्रंवीद्यासुयोजयेत ॥
व्यसनेयोजयेच्छत्रु मोष्टंधर्मेणयोजयेत ॥३॥

ટીકા.—કન્યા આપવી તે ઉત્તમ કુળ જોઈને આપવી જોઈયે પુત્રને વિદ્યાભ્યાસ વિષે હમેશ યોજવો શત્રુને હમેશ સંકટમાં નાખવો ને આપણને જે પ્રીય વસ્તુ હોય તે ધર્મને ઠેકાણે યોજવી. ૩

दुर्जनस्यचसर्पस्य वरंसर्पोनदुर्जन ॥
सर्पोदंशतीकालेन दुर्जनसुपदेपदे ॥४॥

ટીકા.—દુર્જન અને સર્પ એ બેમાં સાપ સારો છે કેમકે સાપ કોઈકજ વખતે દંશ કરશે પરંતુ દુર્જન ઘડીએ ઘડીએ મર્મમાંવાગે એવાં બાણ મારશે. ૪

एतदर्थंकुलीनाना नृपाःकुर्वंतीसंग्रहं ॥
आदीमध्यावसानेसु नत्यजंतीत्वनेनृपं ॥५॥

ટીકા.—દુર્જન ઘણા ઘાતકી છે, વાસ્તે રાજા લોકો સારા કુળવાળાનો સંગ્રહ કરે છે કેમકે તેઓ હમેશ સંકટમાંથી રાજાનું રક્ષણ કરે છે ને છોડીને જતા નથી. ૫

प्रलयेभीन्नमर्यादा भवंतीकीलसागराः ॥
सागराभेदमीछंती प्रलयंपोनसाधव ॥६॥

ટીકા—સમુદ્ર પ્રલયની પેહેલાં શાંત હોયછે તેજ પ્રલયની વખતે મર્યાદા છોડેછે તેમજ સાધુ હમેશ સાંતજ હોયછે, પ્રલયની વખતે પણ મર્યાદા છોડતા નથી એટલાં સાંતજ હોયછે. ૬

मूर्खस्तुपरीहर्तव्यः प्रत्यक्षोद्विपदःपसूः ॥
भीद्यतेवाक्यशल्येन अद्रशंकटंकोयथा ॥७॥

ટીકા.—મૂર્ખને હમેશ હાંધો રાખવો તેની સાથે કોઈ દીવશ પણ સંબંધ રાખવો નહિ કેમકે તે બે પગનો પશુજ છે જેમ કાંટા આંધળાને ભેદ કરે છે તેમ તે પોતાના વાગ્બાણથી બધાને ભેદ કરે છે. ૭

रूपयौवनसंपन्ना वीशालकुलसंभवा ॥
वीद्याहीना नशोभंते नीर्गंधाइवकीशुका ॥८॥

ટીકા.—સ્વરૂપથી અને જુવાનીથી સંપન્ન છે અને સારા કુળમાં ઉત્પન્ન થયેછે તોપણ જો વિદ્યાસંપન્ન નથી તો તે સુગંધીવીનાનાં પુષ્પવાળા ખાખરાના ઝાડની માફક શોભતો નથી ૮

कोकीलम्नांस्वरोरुपं यातीब्रत्यंतथास्त्रियां ॥
वीद्यारुपंकुरुपाणां क्षमारुपंतपस्वीनां ॥९॥

ટીકા.—કોકીલાનું રૂપ તેનો સ્વરજ છે તે સ્વરવડે બધાને મોહીત કરી નાખે છે. સ્ત્રીનું રૂપ પતીવૃતા સેવ છે. એટલે પતિની શેવા કરવી એજ છે. કુરૂપ માણસનું સ્વરૂપ વિદ્યા છે તેઓ વિદ્યા વડે શોભે છે. તપ કરનારા જોગી લોકોનું ક્ષમા એજ રૂપ છે. તેઓ ક્ષમાથી બધું જીતે છે. ૯

त्यजेदेकंकुलस्यार्थे ग्रामस्यार्थेकुलंत्यजेत ॥
ग्रामंजनपदस्यार्थे आत्मार्थेपृथीवीत्यजेत ॥१०॥

ટીકા.—એક માણસના રક્ષણથી જો આખા કુળનો નાશ થતો હોય તો તે માણસનો ત્યાગ કરવો ને તે કુળનું રક્ષણ કરવું. એક કુળથી જો આખા ગામનો નાશ થતો હોય તો તે કુળ ગામમાંથી કહાડી નાખવું. ને ગામનું રક્ષણ કરવું. એક ગામના યોગે કરીને જો આખા દેશનો નાશ થતો હોય તો તે ગામ કાઢી નાખવું. ને દેશનું રક્ષણ કરવું. જો આત્માનો પોતાનો નાશ થતો હોય, તો પૃથ્વી છોડી દેવી ને આત્માનું (પોતાનું) રક્ષણ કરવું. ૧૦

उद्योगान्नास्तिदारिद्रं जपतोनास्तिपातकं ॥
मौनेचकलहोनास्ति नास्तिजागरतोभयं ॥११॥

ટીકા.—ઉદ્યોગ કરનારાને દરીદ્રતા પ્રાપ્ત થતી નથી. હમેશ પરમેશ્વરનું નામ લેનારે પાતકમાં બંધ થતો નથી. મૌન ધારણ કરનારને કજીઓ પ્રાપ્ત થતો નથો. અને જાગનારાને ભય પ્રાપ્ત થતું નથી. ૧૧

अतिरूपेणवैसीता अतिगर्वेणरावणः ॥
अतिदानबलिर्दत्ता अतिसर्वत्रवर्जयेत ॥१२॥

ટીકા.—સીતા ઘણી રૂપવતી હતી વાસ્તે તેને રાવણ

લઇ ગયો હતો. રાવણને પણ ઘણો ગર્વ થયો હતો વાસ્તે તેનો નાશ થયો અને બળી રાજાએ ગુરૂ વચન ન માનીને ઘણુંજ દાન કીધું તેથી તે સ્થાન ભ્રષ્ટ થયો વાસ્તે કંઇ પણ વાત ઘણી કરવી નહી. કરશો તો તે નાશ પામશે. ૧૨

कोहिभारसमर्थानां किंदूरंव्यवसायिनां ॥

कोविदेशःसुविद्यानां कःपरःप्रियवादिनां ॥१३॥

ટીકા.—સમર્થને કાંઇ પણ વાત કરવાને અશક્ય નથી. વેપારીને કાંઇપણ વસ્તુ આઘી નથી. વિદ્વાન માણસને કોઇ પણ દેશપરદેશ નથી. મીઠું બોલનારને કોઇપણ શત્રુ નથી. ૧૩

एकेनापिसुवृक्षेण पुष्पितेनसुगंधिना ॥

वासितंतद्वनंसर्वं सुपुत्रेणकुलंयथा ॥१४॥

ટીકા.—વન ઘણું મોટું છે તો પણ એક સુગંધી પુષ્પવાળા ઝાડથી સુગંધીવાળું અને શોભાયમાન થાય છે તેજ પ્રમાણે એક સારો છોકરો હોય તો તેના વડે બધું કુળ શોભાયમાન થાય છે ૧૪

एकेनसुष्कवृक्षेण दह्यमानेनवन्हिना ॥

दह्यतेतद्वनंसर्वं कुपुत्रेणकुलंयथा ॥१५॥

ટીકા.—અરણ્ય મોટું વિશાળ છે અને ઘણાં એક ફુલવાળા ઝાડોથી સંપન્ન છે પણ જો એક સુકું ઝાડ અગ્નિથી બળતું હોય તેથી જેમ એક કુપુત્રથી આખું કુળ બળી જાય છે તે પ્રમાણે આખું વન બળી જાય છે. ૧૫

एकेनापिसुपुत्रेण विद्यायुक्तेनसाधुना ॥

आल्हादितंकुलंसर्वं यथाचंद्रेणसर्वरी ॥१६॥

ટીકા.—વિદ્વાન છતાં સાધુ એવા એક પુત્રથી સંપૂર્ણ

કુળ આનંદ યુક્ત થાય છે જેમ રાત્રી ચંદ્રથી શોભાયમાન અને સર્વ લોકોને આનંદ આપનારી થાય છે. ૧૬

किंजातैर्बहुभिःपुत्रैः शोकसंतापकारकैः ॥
वरमेकःकुलालंबो यत्रविश्राम्यतेकुलं ॥१७॥

ટીકા.—શોક સંતાપ કરાવનારાં છોકરાં થાય તે શા કામનાં? પણ કુળનો અવલંબી એટલે પાલણ પોષણ કરનાર ને જેના આશ્રે કરીને બધું કુળ સુખ પામે છે એવો એક હોય તે બધાથી સારો. ૧૭

लालयेत्पंचवरषाणि दशावरषाणिताडयेत ॥
प्राप्तेतुषोडशेवर्षे पुत्रंमित्रसमाचरेत ॥१८॥

ટીકા.—પુત્રનાં લાડ તેનાં જન્મ દહાડાથી પાંચ વર્ષ સુધી કરવાં પછી દશ વર્ષ લગી તેના ભણવા વિષે યત્ન કરવાં ને સોળમું વર્ષ થાય એટલે મીત્ર પ્રમાણે માનવો. ૧૮

उपसर्गेन्यचक्रेच दुर्भिक्षेचभयावहे ॥
असाधुजनसंपर्केयः पलायेत्सजीवति ॥१९॥

ટીકા.—ઉપવર્ગ એટલે પીડા પ્રાપ્ત થયા છતાં પરચક્ર એટલે શત્રુની સેના આપણાપર આવ્યા છતાં ને ભયંકર દુકાળ પ્રાપ્ત થયાં છતાં દુષ્ટ માણસનો સંગ પ્રાપ્ત થયા છતાં આટલા પ્રસંગમાં જે પલાયણ કરે છે એટલે નાશી જાય તેજ જીવે છે. ૧૯

धर्मार्थकाममोक्षेषु यस्यकोपिनविद्यते ॥
मृततुल्यःसविज्ञेय स्तस्यजन्मनिर्थकं ॥२०॥

ટીકા.—દરેક જન્મને વિષે જેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાંથી એકે સાધ્યું નથી તેનું જન્મ વ્યર્થ સમજવું. જગતમાં આવીને જેણે પોતાનું સાર્થક નથી કીધું તેનું મરણજ સમજવું. ૨૦

मूर्खायत्रनपूज्यंते धान्यंपत्रसुसंचितम् ॥
दांपत्यकलहोनास्ति तत्रश्रीःस्वयमागता ॥२१॥

ટીકા.—જે ઘેર મૂર્ખનો સત્કાર થતો નથી. જે ઘરમાં હમેશ ધાન્યનો સંગ્રહ છે. અને સ્ત્રી પુરૂષની વચ્ચે કલહ નથી તે ઘેર લક્ષ્મી પોતેજ આવીને સ્થિર રહે છે. ૨૧

इति वृद्धचाणाख्यं नीतिग्रंथे तृतियोध्याय समाप्त ॥

---

## अध्याय ४ थो

आयुकर्मचवितंच विद्यानिधनमेवचः ॥
पंचैतानिहिसृज्यंते गर्भस्थस्यैवदेहिन ॥१॥

ટીકા.—આવર્દા, કર્મ દ્રવ્ય, વિદ્યા અને મરણ આ પાંચ પ્રાણી જ્યારે ગર્ભમાં હોય છે ત્યારે બ્રમ્હદેવ તેને કપાળે લખેછે. ૧

साधुभ्यस्थेनिवर्तंते पुत्रमित्राणिबांधवा ॥
यचतैःसहगंतारस्त द्धर्मात्सुकृतंकुलंम ॥२॥

ટીકા.—જેની પાસે પુત્ર મીત્રાદિક હોય છે તે સાધુ બન્યા પછી પુત્ર મિત્રાદીક તેનાથી દુર રહે છે જે તેની પછવાડે તેની સાંથે જાય છે તેનું સતધર્મ વડે બધું કુળ પુન્યવાળુ થાય છે. ૨

**दर्शनध्यानसंस्पर्शै र्मत्सीकुर्मीचपक्षिणी ॥**
**शिशुंपालयतेमित्यं तथासज्जनसंगति॥३॥**

ટીકા.—દર્શન, ધ્યાન, સ્પર્શ વડે માછલી કાજબણ તેમ જ પક્ષણ પોતાના બાળકોને પાળે છે તેજ પ્રમાણે સાધુ દર્શનાદીક વડે દીન માણસોનું રક્ષણ છે. ૩

**यावतस्वस्थोह्ययंदेहो यावन्मृत्युश्चदूरतः॥**
**तावदात्महितंकुर्यात प्राणांतेकिंकरीष्यति ॥४॥**

ટીકા.—જ્યાંસુધી આ દેહ રોગવનાની છે અને આપણા હાથમાં છે અને મરણ દુર છે ત્યાં સુધી માણસે પોતાનું હિત કરવું જોઇએ મરણ કાળ પાસે આવ્યા પછી હીત કેમ થશે. ૪

**कामधेनुगुणाविद्या अकालेफलदायिनो ॥**
**प्रवासेमातृसदशी विद्यागुप्तंधनंस्मृतम ॥५॥**

ટીકા.—વિદ્યાના ગુણ કામધેનું ગાયની માફક છે વિદ્યા અકસ્માત ફળ આપે છે. મુસાફરીમાં વિદ્યા મા પ્રમાણે પોષણ કરે છે. તેથી કરીને વિદ્યાએ ગુપ્ત ધન છે ૫

**एकोऽपिगुणवानपुत्रो निर्गुणैश्चशतैरपि**
**एकश्चंद्रस्तमोहंति नचतारासहस्रश ॥६॥**

ટીકા.—ગુણવાન એકજ પુત્ર હોય તો તે ઘણાં કરતાં સારો જાણવો. ગુણ વનાના સો પુત્ર હોય તો તે વ્યર્થ છે. એ વિષે દ્રષ્ટાંત એક ચંદ્ર બધા અંધકારનો નાશ કરેછે પણ હજારો તારા જરાપણ અંધકાર દુર કરતા નથી વાસ્તે તેઓ અહી નકામા છે. ૬

मूर्खश्चिरायुर्जातोऽ पितस्माज्जातोमृतोवरः॥
मृतःसंचाल्पदुःखाय यावज्जीवंजडोदहेत ॥७॥

टीका.—मुर्ख पुत्र घणा काळ सुधी जीवनारो थयो होय तेना करतां जनमीने तरतज मरण पाम्यो होय ते सारो केमके आ थोडाज काळ सुधी दुःख आपनारो थाय छे, परंतु पेलो मुर्ख घणा काळ सुधी जीवनारो ज्यांसुधी जीवे छे त्यां सुधी जीवने बाळे छे. ७

कुग्रामवासःकुलहिनसेवा कुभोजनं क्रोध
मुर्खश्चभार्या पुत्रश्चमुर्खो विधवाचकन्याविनाऽ
ग्निनाषटप्रदहंतिकायं ॥८॥

टीका.—खराब गाममां रहेवुं, नीच कुळवाननी सेवा करवी. खराब अन्न खावुं, हमेश क्रोध वाळुं मोहुछे एवी स्त्री छोकरो मुर्ख अने छोकरी विधवा आ छ अग्नि वना शरीरने बाळे छे. ८

किंनयाक्रियतेधेन्वा यानदोग्धीनगुर्विणी ॥
कोऽर्थःपुत्रेजातेन योनविद्वानभक्तिमान ॥९॥

टीका.— जे दुध पण आपती नथी ने गाभणी पण थती नथी एवी गायनो शो उपयोग. तेम विद्वान नथी ने भक्तिवाळो पण नथी एवा छोकरानो शो उपयोग. एथी दुःख मात्र उत्पन्न थशे. ९

संसारतापदग्धानां त्रयोविश्रांतिहेतवः॥
अपत्यचकलत्रंच सतांसंगतिरेवच ॥१०॥

टीका.—संसारना तापथी बळी गएला माणसोने सु-

અના ત્રણ વિષય છે. એક તો સુંદર છોકરૂં બીજુ હાસ્ય મુખી સુંદર સ્ત્રી, ત્રીજુ સાધુની સંગતી. આ ત્રણમાં સત સંગતી શ્રેષ્ટ છે. કેમકે, તેના યોગે કરીને આ લોકમાં સુખ પ્રાપ્ત થઇને મુક્તિ પણ મળે છે. ૧૦

सकृज्जल्पंतिराजानः सकृज्जल्पंतिपंडिताः ॥
सकृतकन्याप्रदियंते त्रीण्येतानिसकृतसकृत॥११॥

ટીકા.—રાજા અને પંડીત એ બંને જે કંઈ બોલવાનું તે વિચાર કરીને એક વખત બોલે છે જો તેઓ પોતાનું બોલેલું વાક્ય ફેરવી નાખશે તો જુઠું બોલનારને શિક્ષા કરીને સારો ઉપદેશ કરવા એ તેઓમાં કેમ સંભવે. કંન્યા આપવી તે સારૂ કુળ ગુણ દોષાદીનો પહેલેથી વિચાર કરીને આપવી. વીવાહ પછી ગુણ દોષનો વિચાર કરવો ઉપયોગી નથી કેમકે તેનું પુનર્દાન થતું નથી. રાજાનું બોલવું, પંડીતનું બોલવું અને કંન્યાનું એ ત્રણે એક વાર જ થાય છે. ૧૧

एकाकिनातपोद्वाभ्यां पठनंगायनंत्रिभिः
चतुर्भिर्गमनंक्षेत्रं पंचभिर्बहुभीरणे ॥१२॥

ટીકા.—તપ એક જણેજ કરવું, બે જણાએજ ભણવું ત્રણ જણેજ ગાયન કરવું. કાંઈ જવું તો ચારજણે જવું ખેતરમાં પાંચ જણેજ કામ કરવા જવું અને યુદ્ધ કરવા ઘણાએજ જવું જોઇએ. ૧૨

साभार्यायाशुचिर्दक्षा साभार्यायापतिव्रता ॥
साभार्यायापतिप्रीता साभार्यासत्यवादिनी ॥१३॥

ટીકા.—જે પવીત્ર કર્મોને વિશે ચતુર, સાવધ પ્રતિવૃતા જેની સ્વામી ઉપર ઘણી પ્રીતી છે, અને સત્ય બોલનારી સ્ત્રી છે તેજ સ્ત્રી એટલે પોષણ કરવાને લાયક છે. ૧૩

अपुत्रंस्यगृहंसून्यं दिशःशून्यंस्त्वबांधवा. ॥
मूर्खस्यहृदयंसून्यं सर्वशून्यंदरिद्रता ॥१४॥

ટીકા.—પુત્ર વગરનાનું ઘર શોભતું નથી ભાઈ વગરનાની દિશા શોભતી નથી. મુરખનું હૃદય શુન્ય હોય છે ને ગ્નાન જેના હૃદયમાં નથી તે હૃદય શોભતું નથી. દરિદ્રતા સર્વત્ર શુન્યજ સમજવી કેમકે જે શ્રીમંત હોય છે તે જો નિર્ગુણ હોય તો પણ તેને લોકો ડાહ્યો ચતુર સુંદર ઈત્યાદિ બોલે છે. બધા ગુણો ધનને આશ્રે રહેછે વાસ્તે દરિદ્રિ ગુણવાળો ને ચતુર હોય તો પણ તે દરિદ્રતા વડે શોભતો નથી વાસ્તે તે સર્વ શુન્ય છે એમ સમજવું. ૧૪

अनभ्यासेविषंशास्त्रम जीर्णेभोजनंविषम्ः॥
दरिद्रस्यविषंगोष्टी वृद्धस्यतरुणीविषम् ॥१५॥

ટીકા.—જેને અભ્યાસ નથી તેને શાસ્ત્ર સુલભ છતાં વિખ જેવું લાગે છે. એક વખત ખાધેલું અન્ન પચ્યું નથી તેની પહેલાં બીજુ અન્ન ખાવું વિષ જેવું લાગે છે. દરીદ્રીને વાતો કરવી વિષ જેવી લાગે છે. કેમકે દરિદ્રતા વડે તે હમેશ કાળ જેવાંજ હોય છે. જે શ્રીમંત હોય છે તેનેજ વિષયાદી વાતો સારી લાગે છે. ઘરડા માણસને જુવાન સ્ત્રી વિષ પ્રમાણે લાગે છે, એટલે જેને વિષયની ઈચ્છા થતી નથી તેને તે વિષય વિખ લાગે છે. ૧૫

त्यजेत्द्युधर्मंदयाहिनं विद्याहिनंगुरुंत्यजेत ॥
त्यजेत:क्रोधमुखीभार्यां निःस्नेहानूबांधवा सहजेत १६

ટીકા.—જેને દયા તથા ધર્મ નથી તેનો ત્યાગ કરવો. વિદ્યા વગરના ગુરૂનો ત્યાગ કરવો. હમેશ ક્રોધવાળું મુખ છે એવી સ્ત્રીનો ત્યાગ કરવો. જેને પ્યાર નથી એવા ભાઈ બંદનો ત્યાગ કરવો. ૧૬

अध्ववाजरामनुष्याणां वाजीनांबंधनंजरा ॥
अमैथुनंजराशीणां वशाणामातपोजरा ॥१७॥

ટીકા.—હમેશાં ચાલવાથી માણસને જલદીજ રોગ પ્રાપ્ત થાએ છે ઘોડાને હમેશ બાંધી મુંકવાથી તેમને વુનમતી થાએ છે. મૈથુન વગર સ્ત્રીયોને જલદી જરા પ્રાપ્ત થાય છે ને લુગડાં હમેશ તાપમાં સુકવ્યાથી જલદી જીર્ણ થઈ જાય છે. ૧૭

कःकालःकानिमित्राणि कोदेशःकौव्ययागमौ ॥
कस्याहंकाचमेशक्ति रितिचिंत्यमुहुर्मुहु ॥१८॥

ટીકા.—કાળ કયો સારો કે જે કાળને વિષે સારાં કામો કરાય છે તે સવારનો કાળ જાણવો. મીત્ર કયો જે નિષ્કપટ પણે કામ કરશે તે દેશ કયો કે જે દેશમાં ભય નથી તે વ્યય એટલે ખરચ કેટલો ને આગમ એટલે પ્રાપ્તી કેટલી ને હું કોઓ મારી શક્તિ કેટલી એનો વારંવાર વિચાર કરવો. ૧૮

जनिताचोपनीताच यस्तुविद्यांप्रयच्छति ॥
अन्नदाताभयत्राता पंचैतेपितरःस्मृताः ॥१९॥

ટીકા.—જનીતા એટલે ઉત્પન્ન કરનાર ઉપનીતા એટલે જનોઈ પેહેરાવનાર. વિદ્યા શીખવનાર અથવા આપનાર ભયમાંથી રક્ષણ કરનાર એ પાંચે બાપ સમાન છે. ૧૯

राजपत्नीगुरोःपत्नी मित्रपत्नी तथैवच ॥

पत्नीमातास्वमाताच पंचैतामातरःस्मृता ॥२०॥

ટીકા.—રાજાની સ્ત્રી તેમજ ગુરૂની, મીત્રની, પોતાની સ્ત્રીની મા એટલે સાસુને આપણી મા એ મા સમછે.૨૦

अग्निर्देवोद्विजातिनां मुनीनांहृदिदैवतम ॥

प्रतिमास्वल्पबुद्धिनां सर्वत्रसमदर्शिनां ॥२१॥

ટીકા.—દ્વીજાતી એટલે બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય એટલાએ અગ્નીની ઉપાસના કરવી, મુનીઓનું દૈવત હૃદયમાંજ જાણવું; કેમકે ધ્યાન ધરવું એજ તેમનો મુખ્ય ધર્મ છે. વાસ્તે ધ્યાન કરવાનું સ્થાન હૃદય છે. ટુંકી બુદ્ધિવાળાઓનું દૈવત પ્રતીમાજ છે, કેમકે તેમને ઈશ્વરના ખરા સ્વરૂપનું જ્ઞાન નથી. વાસ્તે તેઓ પ્રતીમા વિષે ઈશ્વરને માનીને તેની પુજા કરે છે. જેઓ સમદર્શી એટલે સર્વત્ર આત્માને જોનારા છે. તેમને બધે ઠેકાણે દેવજ છે. ૨૧

॥इतिश्री वृद्धचाणाख्ये नीतिग्रंथे चतुर्थोध्यायसमाप्त॥

---

## अध्याय ५ मो.

गुरुरग्निर्द्विजातीनां वर्णानांब्राह्मणोगुरुः ॥

पतिरेवगुरुस्त्रीणां सर्वस्याभ्यागतोगुरुः ॥१॥

ટીકા.—બ્રાહ્મણાદી ત્રણ વર્ણનો અગ્નિજ ગુરૂ એટલે ઉપાસના કરવાને યોગ્ય છે એમ જાણવું. બધા વર્ણનો બ્રાહ્મણ ગુરૂ જાણવો. સ્ત્રીઓનો પતીજ ગુરૂ જાણવો. એટલે પુજ્ય અને તારક છે એમ જાણવું. અને બધા લોકોનો અભ્યાગત એટલે બપોરની વખતે આવેલો અનાથી ગુરૂ જેવો પુજ્ય જાણવો. ૧

यथाचतुर्भिः कनकं परिक्षतेनिवर्षण च्छेदनताप

ताडनैः तथाचतुर्भिःपुरुषःपरिक्षतेत्यागेनशिल

नगुणेनकर्मणा. ।२।

ટીકા.—ઘસવું, કાપવું, તપાવવું અને ઠોકવું એ ચાર ઉપાયે કરીને જેમ સોનાની પરિક્ષા થાય છે તેમ દાન, સ્વભાવ ગુણ અને કર્મ વડે એટલે આચાર ઉપાયે કરીને માણસની પરિક્ષા કરાય છે. ૨

तावद्भयेषुभेतव्यंयायद्भवमनागतम ॥

आगतंतुभयंद्दष्टवा प्रहर्तव्यमशंकया ।३।

ટીકા.—જ્યાંસુધી ભય પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી તેની બીક મનમાં રાખવી ને પ્રાપ્ત થયા પછી તેના બીક ન રાખતાં હરેક યુક્તિ વડે તેને દુર કરવો. તેમ ન કરીએ તો આપણો નાશ થશે. ૩

एकोदरसमुद्भूता एकनक्षत्रजातकाः ॥

नभवंतिसमाःशीले यथाबदरिकंटका ।।४

ટીકા.—એકમાના પેટમાંથી ઉત્પન્ન થએલાં અથવા એકજ નક્ષત્ર ઉપર જન્મેલાં સરખા સ્વભાવનાં હોતાં નથી, જેમકે બોરડીના કાંટા. ૪

निःस्पृहोनाधिकारी स्यान्नाकामीमंडनप्रियः ॥
नाविदग्धःप्रियंब्रुयात स्पष्टवक्तानवंचकः ॥५॥

ટીકા.—જેને કંઈ પણ ઇચ્છા નથી તે કોઈ પણ કામ વિશે અધીકારી હોતો નથી. જેને કામ નથી તેને અલંકાર સારા લાગતા નથી. જે અવીદગ્ધ એટલે મૂર્ખ છે તેમને મીઠું બોલતાં આવડતું નથી. જે કંઈ પણ મનમાં શંકાન લાવતાં સ્પષ્ટ ભાષણ કરે છે તે વંચક એટલે બીજાને ઠગાવનાર થતો નથી. ૫

मूर्खाणांपंडिताद्वेष्या अधनानांमहाधनाः ॥
परांगनाकुलस्त्रीणां सुभगानांचदुर्भगाः ॥६॥

ટીકા.—મૂર્ખ પંડીતનો, દરિદ્રિ ધનવાનનો વ્યભિચારીણી પતીવ્રતાનો, સુભગા એટલે સૌભાગ્યાદિવડે સંપન્ન એવી સ્ત્રીનો દુર્ભગા એટલે વિધવા દ્વેશ કરે છે. ૬

आलस्योपहताविद्या परहस्तगतास्त्रिय ॥
अल्पबीजंहतंक्षेत्रं हतंसैन्यमनायकं ॥७॥

ટીકા.—આળસથી વિદ્યા નાશ પામે છે. સ્ત્રીઓ બીજા પુરૂષોના હાથમાં ગયાથી ભ્રષ્ટ થાય છે. જે ખેતરમાં અલ્પ બી એટલે ખરાબ બી નાંખ્યું હોય તે ખેતરનો જલદીજ નાશ થાય છે. જે સેનામાં નાએક એટલે આગેવાન નથી. તે સેનાનો નાશ થાય છે. ૭

अभ्यासाद्धार्यतेविद्या कुलंशीलेनधार्यते ॥
गुणैर्मित्राणिधार्यंते अक्ष्णाक्रोधश्चधार्यते ॥८॥

ટીકા.—અભ્યાસે કરીને વિદ્યાને ધરવી એટલે સંરક્ષણ ઉત્તમ સ્વભાવથી કુળનું ધારણ એટલે રક્ષણ કરવું. ગુણો વડે મિત્રોનું ધારણ એટલે રક્ષણ કરવું. આંખ્યો વડે ક્રોધ ધારણ કરવો. ૮

**वित्तेनरक्ष्यतेधर्मो विद्यायोगेनरक्ष्यते ॥**

**मृदानारक्ष्यतेभूपः सत्स्त्रियांरक्ष्यतेगृहम ॥९॥**

ટીકા.—દ્રવ્ય વડે ધર્મનું રક્ષણ કરવું શમયમ આદી કરીને આઠ યોગ વડે જ્ઞાનનું રક્ષણ કરવું. મૃદુપણાવડે રાજા પાસેથી હમેશ રક્ષણ કરાવવું. ઉત્તમ સ્ત્રીએ પોતાના ગુણ તથા ચતુરાઈ વડે ઘરનું રક્ષણ કરવું. ૯

**अन्यथावेदपांडित्यं शास्त्रमाचारमन्यथा ॥**

**अन्यथाकुवचःशांतं विद्वानेतत्त्रयंत्यजेत ॥१०।**

ટીકા.—વેદને વિશે પાંડિત્ય કરવું તે વ્યર્થ છે. કેમકે તેનો સીધાંત સમજતો નથી. આચારને વિશે શાસ્ત્ર વાદ કરવો તે વ્યર્થ કેમકે કોઈ પણ બરોબર આચાર પાળતું નથી વાસ્તે વાદ કરવો તે શા કામનો શાંત માણસને ક્ષોભક ભાશણ કરવાં વ્યર્થ છે કેમકે તેના ભાશણથી તેને જરાપણ ક્રોધ ઉત્પન્ન થવાનો નથી. વાસ્તે ડાહ્યા માણસોએ આ ત્રણ વર્જ કરવાં. ૧૦

**दारिद्रनाशनंदानं सीलंदुर्गतिनाशनम् ॥**

**अज्ञानंनाशिनीप्रज्ञा भावनाभयनाशिनी ॥११॥**

ટીકા.—દાન એ દરીદ્રતાનો નાશ કરે છે. શીલ એટલે ધણીએ પોતાના ખેતરમાંથી ડુંડા કાપી ગયા પછી પડેલા

કણ એટલે દાણા લાવીને તેનું ધાન્ય ખાધેથી શુદ્ધત્વ આવે છે તેથી દુર્ગતીનો નાશ થાય છે. ને સત્બુદ્ધી અ-જ્ઞાનનો નાશ કરે છે. ભાવના એટલે ભક્તિ સંસાર ભયનો નાશ કરે છે. ૧૧

**नास्तिकामसमोऽव्याधि र्नास्तिमोहसमोरिपु ॥**
**नास्तिक्रोधसमोवन्हि र्नास्तिज्ञानात्परंसुखम् ॥१२॥**

ટીકા.—કામ જેવો બીજો વ્યાધી નથી ને મોહ જેવો બીજો સર્વ ઘાતક શત્રુ નથી. ક્રોધના જેવો બાળનારો બીજો અગ્નિ નથી અને જ્ઞાન જેવું બીજુ સુખ કારક કાંઇજ નથી. ૧૨

**जन्ममृत्युचयात्येको भुंक्तेत्वेकःशुभाशुभम् ॥**
**नरकेषुपतत्येको एकोयातिपरांगतिम् ॥१३॥**

ટીકા.—એકજ જન્મ લેછે. એકજ મરણ પામે છે પુન્યના અથવા પાપના ફળને એકજ ભોગવે છે. નરકમાં પણ એકજ પડે છે. મોક્ષ પણ એકનેજ મળે છે. વાસ્તે કોઈ પણ કર્મ વિશે કોઈ કોઇને સહાય થતો નથી. જે જે કઈ કરે છે તેજ તેનાં ફળ ભોગવે છે. ૧૩

**तृणंब्रह्मविदःस्वर्गो तृणंभूरस्यजीवीतम ॥**
**जिताक्षस्यतृणंनारी निस्पृहस्यतृणंजगत् ॥१४॥**

ટીકા.—બ્રહ્મ ભણનારાઓ સ્વર્ગને ઘાસની માફક મા-ને છે. શુરા પોતાનો પ્રાણ ઘાસની માફક માને છે. જેઓ એ ઇંદ્રિયો જીતી છે. તેઓને સ્રીઓ ઘાસની માફક લાગે છે. જેની સ્પૃહા એટલે ઇચ્છા વગરનો છે તેને જગત ઘાસની માફક છે કેમકે તેને કશાની જરૂર નથી. ૧૪

विद्यामित्रंप्रवासेषु भार्यामित्रंगृहेषुच ॥
व्याधितस्यौषधंमित्रं धर्मोमित्रंमृतस्यच ॥१५॥

ટીકા.—પ્રવાસ એટલે મુસાફરીમાં વિદ્યામિત્ર એટલે હીત કરનારી છે. ઘરમાં સ્ત્રી મીત્ર છે. કેમકે ઘરનાં સુખ સ્ત્રી વગર મળતાં નથી. જે રોગી છે તેને ઓષડ મીત્ર જેવાં સુખ કરનારાં છે. જે મરી ગયો છે તેને પેહેલાં કીધેલો ધર્મ મીત્રની માફક સુખ આપનારો થાય છે. ૧૫

वृथावृष्टिःसमुद्रेषु वृथातृप्तेषुभोजनम् ॥
वृथादानंधनाढ्येषु वृथादीपोदीवापिच ॥१६॥

ટીકા.—સમુદ્ર ઉપર વરસાદ વ્યર્થ છે કેમકે ત્યાં તેની રૂપયોગી છે. જે તૃપ્ત એટલે બીજાના અન્નની ઇચ્છા કરતા નથી તેમને ભોજન આપવું વ્યર્થ છે. જે ધનવાન છે તેમને દાન આપવું વ્યર્થ છે કેમકે તેમને પૈસાની ઇચ્છા હોતી નથી દહાડે દીવો કરવો વ્યર્થ છે કેમકે તેનો પ્રકાશ સૂર્યના તેજ આગળ કાંઇજ નથી. ૧૬

नास्तिमेघसमंतोयं नास्तिवात्मसमंबलम् ॥
नास्तिचक्षुःसमंतेजो नास्तिधान्यसमंप्रियम ॥१७॥

ટીકા.—વરસાદના પાણી જેવું બીજું નિર્દોષ નીરોગી પાણી નથી. પોતાના બળ જેવું બીજું કઇ પણ બળ નથી. આંખ્યો જેવું બીજુ તેજ નથી. ધાન્ય જેવું બીજુ કઇ પ્રીય નથી. જો બધીએ વસ્તુઓ અથવા અનેક વિષય અનુકુળ હોય તો પણ તે અન્ન જેવી તૃપ્તી આપી સકાતી નથી. વાસ્તે ધાન્યજ પ્રીય છે. ૧૭

अधनाधनमिच्छंति वाचंचैवचतुष्पदः ॥
मानवाःस्वर्गमिच्छंति मोक्षमिच्छंतिदेवता ॥१८॥

ટીકા.—જે દ્રવ્ય વગરના છે તેઓ ધનની ઇચ્છા કરેછે જેને વાચા નથી તે બોલવાની ઇચ્છા કરે છે. માણસો સ્વર્ગની ઇચ્છા કરે છે. દેવ મોક્ષની ઇચ્છા કરે છે. સારાંશકે જે જેને મળતું નથી તેની તેની તે ઇચ્છા કરે છે. ૧૮

सत्येनधार्यतेपृथ्वी सत्येनतपतेरवि ॥
सत्येनयातिवायुश्च सर्वसत्येप्रतिष्ठितम ॥१९॥

ટીકા.—સત્ય વડે પૃથ્વીનું ધારણ એટલે સ્થીતી થાય છે. સૂર્ય પણ સત્ય વડેજ પ્રકાશ કરે છે. તેમ પવન પણ સત્ય વડેજ વાય છે. આખું જગત સત્ય વડે ચાલે છે. વાસ્તે સત્ય એજ બધાનું ધારણ છે. ને તે જે વખતે નાશ પામશે તે વખતે પ્રલય થશે. ૧૯

चलालक्ष्मीचलाःप्राणा श्चलेजीवीतमंदिरे ॥
चलाचलेचसंसारे धर्मएकोहिनिश्चलः॥२०॥

ટીકા.—આ જન્મ મરણ રૂપ સંસારને વિશે લક્ષ્મી એટલે પૈસો તેમજ પ્રાણ આવર્દા અને ઘર એ બધાં ચંચળ એટલે થોડા કાળ સુધી રેહેનારા છે. એક ધર્મ માત્ર હમેશ રેહેનારો છે. વાસ્તે પૈસાદી વડે કરીને ધર્મનો સંગ્રહ કરવો.૨૦

नृगणांनापिकोधूर्तः पक्षिणांचैववायसः॥
चतुष्पदांशृगालस्तु स्त्रियांधूर्ताचमालिनी ॥२१॥

ટીકા.—માણસમાં હજામ ચતુર, પક્ષીમાં કાગડો હોશિ-

આર, જનાવરોમાં શિયાળ ચતુર, અને સ્ત્રીઓમાં માલણ હોંશિયાર સમજવી. ૨૧

इतिश्रीवृद्धचाणाख्येनीतीग्रंथे पंचमोध्यायसमाप्त

---

## अध्याय ६ टो.

श्रुत्वाधर्मंविजानाति श्रुत्वात्यजतिदुर्मतिम ॥

श्रुत्वाज्ञानमवाप्नोति श्रुत्वामोक्षमवाप्नुयात ॥१॥

ટીકા.—આપણો ધર્મ કેવો છે તે શાસ્ત્ર સાંભળે માલમ પડે છે. ખરાબ બુદ્ધિ શાસ્ત્ર સાંભળ્યાથી નાખી દેવાય છે. જ્ઞાન શાસ્ત્ર સાંભળ્યાથીજ મળે છે. મોક્ષ પણ શાસ્ત્ર સાંભળવાથીજ મળે છે. ૧

पक्षिणांकाकश्चांडालः पशुनांचैवकुकट ॥

मुनीनांक्रोधनंश्चांडालः सर्वचांडालनिंदक ॥२॥

ટીકા.—પક્ષીમાં કાગડો ચાંડાલ એટલે ઘણો ચપળ હોય છે. પશુમાં કુકુટ (કુકડો) ચાંડાળ. રૂષિઓમાં ક્રોધ મહા ઘાતકી ચાંડાળ છે. બધામાં નિંદા કરનારતો મહા ચાંડાળ સમજવો. ૨

भस्मनाशुद्धतेकांस्यं ताम्रमाम्लेनशुद्धति ॥

रजसाशुद्धतेनारी नदीवेगेनशुद्धति ॥३॥

ટીકા.—કાંસાનું વાસણ લેવાને વાસ્તે અપવિત્ર થયું હોય તો વિભુતી વડે શુદ્ધ કરાય છે. ત્રાંબુ ખટાશથી શુદ્ધ થાય છે. સ્ત્રીઓ રજોદર્શન પછી શુદ્ધ થાય છે. તેમજ નદી આઠ મહિના સુધી મલાદી કરીને અપવીત્ર થઈ હોય તે પાણીના વહેવાથી શુદ્ધ થાય છે. ૩

**भ्रमनसंपूज्यतेराजा भ्रमनसंपूज्यतेद्विजः ॥**

**भ्रमनसंपूज्यतेयोगी स्त्रीभ्रमंतोविनश्यति ॥४॥**

ટીકા.—જે રાજા ફરે છે તે આદરમાન પામે છે. તેમ બ્રાહ્મણ દેશાદિકમાં ફરતો હોય તે પુજાયછે તે પ્રમાણે યોગી પણ આદરમાન પામેછે. તેમ સ્ત્રી જો આદરમાનને વાસ્તે લોકોને ઘેરઘેર ફરશે તો તે નાશ પામશે. વાસ્તે સ્ત્રીએ પોતાનું ઘર છોડીને કઈ જવું નહીં. ૪

**यस्यार्थस्तस्यमित्राणि यस्यार्थस्तस्यबांधवाः ॥**

**यस्यार्थःसपुमानलोके यस्यार्थःसचपंडितः ॥५॥**

ટીકા.—જેની પાસે ધન છે તેને ઘણા મીત્ર મળે છે તેમજ ભાઇબંધ પણ તેને અનુકુળ થાય છે. તેજ માણસ લોકોમાં પ્રખ્યાત થાય છે તેમજ તે માણસ લોકોમાં મોટો પંડિત એટલે જ્ઞાની લોકોમાં વખણાય છે. ૫

**तादृशोजायतेबुद्धिर्व्यवसायोऽपितादृशः ॥**

**सहायास्तादृशाएव यादृशीभवितव्यता॥६॥**

ટીકા.—જેવી જેની ભવીસવતા એટલે નશીબથી આગળ આવનારી દશા હોય છે તે પ્રમાણે તેની બુદ્ધિ થાય છે અને તેની બુદ્ધિનો નિશ્ચય પણ તેજ પ્રમાણે થાય છે. તેને સહાય પણ તેજ પ્રમાણે મળે છે. નશીબથી તેને જેવું થવાનું છે તે પ્રમાણે તેને બધું અનુકુળ થાય છે. નશીબને અન્યથા કરવાને કોઈ સમર્થ નથી. ૬

**कालःपचतिभूतानि कालःसंहरतेप्रजा ॥**

**कालःसुप्तेषुजागर्ति कालोहिदुरतिक्रमः ॥७॥**

ટીકા.—કાળ આવરદાને હરણ કરે છે: ને પંચ ભૂતોને પાકી દશા વિષે લઈ જાય છે. આખળ પ્રજાનો સંહાર પણ તેજ કરે છે.સર્વ પ્રાણીઓને લય પામ્યા પછી કાળ જાગૃત રહે છે. કાળ ઘણો દુસ્તર છે. વાસ્તે કાળ બધાનું કારણ છે. ૭

नपश्यतिचजन्मांधः कामांधोनैवपश्यति ॥

नपश्यतिमदोन्मत्तो अर्थिदोषान्नपश्यति ॥८॥

ટીકા.—જન્મથી જે આંધળો તે કાંઈજ જોતો નથી ને કામથી એટલે મદનની પીડાથી અંધ થયો હોય તે કંઈ દેખતો નથી. તેમજ અર્થી એટલે માગનારો લોભથી કોઈપણ પ્રકારના દોષને દેખતો નથી. ૮

स्वयंकर्मकरोत्यात्मा स्वयंतत्फलमश्नुते ॥

स्वयंभ्रमतिसंसारे स्वयंतस्माद्विमुच्यते ॥९॥

ટીકા.— આત્મા પોતેજ કર્મ કરે છે, તેનું ફળ પણ પોતેજ ભોગવે છે. સંસારમાં પોતેજ ભમે છે, અને તેમાંથી પોતેજ છુટો થાય છે. ૯

राजाराष्ट्रकृतंपापं राजपापंपुरोहितः ॥

भर्त्ताचस्त्रीकृतंपापं शिष्यपापंगुरुस्तथा ॥१०॥

ટીકા.—રાજા પ્રજાનું પાતક કરવાથી જો તેમનું પાલણ નહી કરે તો તેમનું પાપ રાજાને માથે આવે છે, રાજાએ કીધેલું પાપ પુરોહીત (પ્રધાન) ને માથે આવે છે. કારણકે રાજાને સારો ઉપદેશ કરીને નિતિથી વર્તાવવો. એ તેનો ધર્મ છે. તેમ ન વર્તાવવાથી તેના પાપનો તે અધિકારી થાય છે. સ્ત્રીએ કીધેલું પાપ વરને માથે આવે છે. વર તેનું પાલન પોશણ કરે છે વાસ્તે ગુરૂએ શિષ્યને સારા પ્રકારની

શિક્ષા કીધી નથી વાસ્તે તે જે પાપ કરે તે ગુરૂ ભોગવેછે. ૧૦

**ऋणकर्त्तापिताशत्रु र्माताचव्यभिचारिणी ॥**

**भार्यारुपवतिशत्रुः पुत्रःशत्रुरपंडितः॥११॥**

ટીકા.—જે બાપ છોકરાને માથે કર્જ કરી મેહેલેછે. તે શત્રુ સમજવો. માતા છોકરાનું પરમ દૈવત છતાં જો વ્યભિચારીણી હોય તો શત્રુ સમજવી. જે સ્ત્રી ઘણી સુંદર રૂપાળી હોય તે શત્રુ માફક સમજવી કેમકે તેની ખુબ સુરતીથી બધા પુરૂષો તેની ઉપર મોહ પામીને તેને વશ કરી લે છે. પછી તે કુળને બટ્ટો લગાડે એવી થાય છે વાસ્તે તે શત્રુ જેવી છે. જે અવિદ્વાન પુત્ર તે બાપે શત્રુ સમજવો. કેમકે તે તેના મુર્ખપણા વડે પોતાની આબરૂને બટ્ટો લગાડેછે. ૧૧

**लुब्धमर्थेनगृन्हीयात स्तब्धमंजलीकर्मणा ॥**

**मूर्खच्छंदानुवृत्याच्च यथार्थत्वेनपंडितम ॥१२॥**

ટીકા.—આપણો શત્રુ જો ઘણો જોરાવર અને લોભી છે. તો તે દ્રવ્યથી વશ્ય કરવો. જે સ્તબ્ધ એટલે અહંકારથી ઘણો ગર્વિષ્ટ હોય તેને હાથ જોડીને નમ્રતાથી વશ્ય કરવો. મૂર્ખને તેની મરજી પ્રમાણે ચાલવાથી વશ્ય કરવો. પંડિતને યથાર્થ ભાષણ કરવાથી વશ્ય કરવો. કેમકે ડાહ્યા માણસને ખોટું બોલવું સારૂં લાગતું નથી. ૧૨

**वरंनराज्यंनकुराजराज्यं वरंनमित्रंनकुमित्रमित्रम् ॥**

**वरंनशिष्योनकुशिष्यशिष्यो वरंनदारानकुदारदारा॥१३**

ટીકા.—રાજ્યમાં અધર્મથી પ્રજાને પીડા કરે છે. એવા રાજા કરતાં રાજા નહીજ હોય તે સારો. મીત્ર હોય તો સમીત્ર સારો, કુમીત્ર ઉપયોગનો નથી. શિષ્ય સુબુદ્ધીવાળો ભ-

કત્તિમાન હોવો જોઇએ કુશિષ્ય કંઈ કામનો નથી. સ્ત્રીપતિવૃતા સરૂપ હોયતો સારી કર્કશા વ્યભિચારીણી નહીં જોઇએ. ૧૩

कुराजराज्येनकुतःप्रजा सुखंकुमित्रमित्रेण ॥
कुतोस्तिनिर्वृतिं ॥ कुदारदारैश्चकुतोगृहेरतिः
कुशिष्यमध्यापयतः कुतोयशः ॥१४॥

ટીકા.—દુષ્ટ રાજાથી પ્રજાને સુખ ક્યાંથી થવાનું ખરાબ મીત્રથી આનંદ ક્યાંથી થવાનો દુષ્ટ સ્ત્રીથી ઘરમાં પ્રીતી ક્યાંથી થવાની. દુષ્ટ શિષ્ય ને ભણાવ્યાથી ગુરૂને કીર્તિ ક્યાંથી મળવાની છે. ૧૪

सिंहादेकंवकादेकं शिक्षेच्चत्वारीकुकुटात ॥
वायसात्पंचशिक्षेच्च शट्शुनस्त्रीणीमर्दभात ॥१५॥

ટીકા.—સિંહ પાસેથી એક ગુણ શીખવો. બક પાસેથી એક ગુણ શિખવો. ને કુકુટ (કુકડા) પાસેથી ચાર ગુણ શીખવા કાગડા પાસેથી પાંચ શીખવા. કુતરા પાસેથી છ શીખવા. ને ગધેડા પાસેથી ત્રણ શીખવા. ૧૫

प्रभूतंकार्यमल्पंवा योनरःकर्तुमिच्छति ॥
सर्वारंभेणतत्कार्यं सिंहादेकंप्रचक्षते ॥१६॥

ટીકા.—મોટું અથવા નાનુ કામ કરવાને જે ઇચ્છે છે. તેણે હરેક પ્રયત્નથી તે કામ કરવું. એ ગુણ સિંહ પાસેથી લેવો. એવું શાસ્ત્ર બોલે છે. ૧૬

इंद्रियाणिचसंयम्य वकवत्पंडितोनरः ॥
देशकालंबलंज्ञात्वा सर्वकार्याणिसाधयेत ॥१७॥

ટીકા.—ડાહ્યા માણસે બકની માફક બધી ઇંદ્રિયોનો નિ-

યમ કરવો. દેશ કાળનું બળા બળ જોઈને કારેય કરવા એ ગુણ બક પાસેથી શિખવો. ૧૭

प्रत्युत्थानंचयुद्धंच संविभागंचबंधुषु ॥
स्वयमाक्रम्यभुंजीत शिक्षेचत्वारिकुक्कुटात ॥१८॥

ટીકા—પ્રત્યુંત્થાન એટલે સમયે જાગૃત થવું, યુદ્ધ કરવું, પોતે કણાદિ ધાન્ય સંપાદન કરીને તેનો ભાગ ભાઈ બંધોને આપીને પછી પોતે તે ભક્ષણ કરવું. એ ચાર ગુણ કુકડા પાસેથી લેવા. ૧૮

गुढमैथुनचारित्वं कालेकालेचसंग्रहम ॥
अप्रमत्तमविस्वासं पंचशिक्षेच्चवायसात ॥१९॥

ટીકા.—મૈથુન ગુપ્ત, ધૈર્ય વખતે વખતે સંગ્રહ કરવો. સાવધપણાથી રેહેવું. કોઈનો પણ વિશ્વાસ ન કરવો. આ ગુણ કાગડા પાસેથી લેવા. ૧૯

बव्हाशीस्वल्पसंतुष्ट सुनिद्रोलघुचेतन ॥
स्वामिभक्तश्चशूरश्च षडेतेश्वानजागुणा ॥२०॥

ટીકા.—વખતે ઘણું ખાવું વખતે થોડું ખાઈને સંતોષ પામવું. નિંદ્રા ઘણી છતાં જલદી જાગૃત થવું. સ્વામીની શેવા કરવી. અને સુરાપણું એ ગુણ કુતરા પાસેથી લેવા. ૨૦

सुश्रांतोऽपिवहेतदारं शीतोष्णंनचपश्यति ॥
संतुष्टश्चरतेनित्यं त्रिणिशिक्षेचगर्दभात ॥२१॥

ટીકા.—ઘણો થાકેલો હોય તોપે ભાર લેવો તડકો છાંયડો ન જોવું. હમેશ સંતોષપણાથી ફરવું. આ ત્રણ ગુણ ગધેડા પાસેથીલેવા.

ह्येतानविंशतिगुणा नाचरिष्यतिमानवः ॥
कार्यावस्थासुसर्वासु अजेयःसभविष्यति ॥२२॥

ટીકા.—આ ઉપર કહેલા વીશ ગુણ જે આચરણ કરશે તે માણસ બધા કામોમાં ફતેહ પામશે. ૨૨

इतिश्रीवृधचाणाख्ये नीतिग्रंथे ६ अध्याय समाप्त.

---

## अध्याय ७ मो.

अर्थनाशंमनस्तापं गृहिणीचरित्तानिच ॥
नीचवाक्यंचापमानं मतिमानप्रकाशयेत ॥१॥

ટીકા.—પૈશાનો નાશ, મનનો સંતાપ, પોતાની સ્ત્રીનું આચરણ નીચ માણસ આપણને દુષ્ટ ભાષણ બોલ્યો હોય તારે કોઈએ અપમાન કીધો હોય ત્યારે બુદ્ધિમાન માણસોએ લોકમાં કહેવાં નહીં. ૧

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषुच॥आहा
रेव्यवहारेचत्यक्तलज्जःसुखीभवेत ॥२॥

ટીકા.—પૈસો ધાન્ય એકઠા કરવાના ઉપાયને વાસ્તે વિદ્યાનો અભ્યાસ કરવાને વાસ્તે ભોજનને વિશે અને વ્યવહારને વિશે જે માણસ લજ્યા છોડી દેશે તેજ સુખી થશે. ૨

संतोषामृततृप्तानीय त्सुखंशांतिरेवच ॥
नचैतत्धनलुब्धाना मितश्चेतश्वधावताम ॥३॥

ટીકા.—સંતોષ એજ અમૃત છે. તેનાથી જે તૃપ્તી પામે છે તેમને સુખ તથા સાંતિ મળે છે. તેમ પૈસાના લોભ-

થી જે ભમે છે. તે સુખ તથા શાંતિ કોઈ દાહાડો મળવાની છેજ નહીં. ૩

संतोषस्त्रीषुकर्तव्यः स्वदारेभोजनेधने ॥
त्रिषुचैवनकर्तव्यो ध्ययनेतपदानयो ॥४॥

ટીકા.—સ્ત્રી, ભોજન તથા પૈસો આ ત્રણ વિષે હંમેશ સંતોષ રાખવો. તેમ ઘણું ભણવું, અને તપ કરવું એટલા વિષે કોઈ દાહાડો તૃપ્તી માનવી નહીં. ૪

विप्रयोर्विप्रवन्ह्योश्च दंपत्योःस्वामिभृत्ययो ॥
अंतरेणनगंतव्यं हरस्यवृषभस्यच ॥५॥

ટીકા.—બે બ્રાહ્મણ, બ્રાહ્મણ અને અગ્નિ, સ્ત્રીને વર, ધણી ને શેવક, મહાદેવજી ને નંદી એની વચેથી જવું નહીં ગયો હોય તો પુન્યનો નાશ થાય છે. ૫

पदाभ्यांनस्पृशेदग्निं गुरुब्राह्मणमेवच ॥
नैवगानकुमारीच नवृद्धंचशिशुतथा ॥६॥

ટીકા.—અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કંન્યા, ઘરડાં અને બાળક એ સાતને પગનો સ્પર્શ કરવો નહીં. અજાણથી પગ અડકો હોય તો નમસ્કાર કરવો. જાણી જોઇને સ્પર્શ કરે તે નરકે જાય. ૬

शकटंपंचहस्तेन दशहस्तेनवाजिनम् ॥
हस्तिंहस्तसहस्त्रेण देशत्यागेनदुर्जनम ॥७॥

ટીકા.—શકટ એટલે ગાડુ એથી પાંચ હાથ આઘા રહેવું ઘોડા પાસેથી દશ હાથ આઘા રહેવું. હાથી પાસેથી હજાર હાથ દુર રહેવું. ને દુર્જન જે દેશમાં હોય તે દેશનો ત્યાગ કરીને બીજે દેશ જવું. ૭

हस्तीअंकुशमात्रेण वाजीहस्तेननाड्यते ॥
शृंगीलकुटहस्तेन खड्गहस्तेनदुर्जन ॥८॥

टीका.—હાથીને મારવું તે અંકુશ વડે મારવો જોઇએ. ઘોડાને હાથે મારવો. ગાયો, ભેંશો ઇત્યાદિકને લાકડી વડે મારવું. અને દુર્જનને તરવારથી મારવો. કેમકે એવા મારવા વગર તે સીધો થવાનો નથી. ૮

तुष्यंतिभोजनेविप्रा मयूराघनगर्जिते ॥
साधवःपरसंपत्तौ खलाःपरविपत्तिषु ॥९॥

टीका.—બ્રાહ્મણ ભોજનને વિશે સંતોષ પામે છે. મોર મેઘની ગર્જના સાંભળીને આનંદ પામે છે. બીજાની સંપત્તી જોઇને સાધુ સંતોષ પામે છે. બીજાની વિપત્તી જોઇને દુર્જન સંતોષ પામે છે. ૯

अनुलोमेनबलिनं प्रतिलोमेनदुर्जनम ॥
आत्मतुल्यबलंशत्रुं विनयेनबलेनवा ॥१०॥

टीका.—આપણાથી જે બળવાન હોય તેની મરજી પ્રમાણે ચાલવાથી તેને જીતવો. દુર્જનની સામે થઇને તેને જીતવો આપણાસરખુ જેનુંબળ છે તેનવિવેકથી અગર બળથીજીતવો

बाहुवीर्यंबलंराज्ञो ब्रह्मणोब्रह्मविद्बली ॥
रूपयौवनमाधुर्यं स्त्रीणांबलमनुत्तमम ॥११॥

टीका.—રાજાનું બળ બાહુમાં છે. બ્રાહ્મણ જે બ્રહ્મને જાણનારોછે તેજ બળવાનછે તેમસ્ત્રી જવાની મીઠું બોલવું એ સ્ત્રીઓનુ બળછે. એત્રણ બળવડે ત્રણેજણ બધાને જીતેછે. ११

नात्यंतसरलैर्भाव्यं गत्वापश्यवनस्थलीम ॥
छिद्यंतेसरलास्तत्र कुब्जास्तिष्ठंतिपादपा ॥१२॥

ટીકા.—લોકોમાં ઘણુંજ સીધા પણું રાખવું નહીં. માણ- સે થોડો ક્રોધ રાખવો જોઇએ. જે ઘણાજ સિધા હોય છે તેની શી અવસ્થા થાયછે. તે વનમાં જઇને જુઓ! જો જે કંઇ ઝાડો સીધાં હોયછે તેમને બધા લોકો તોડે છે ને જે- વાંકાં હોયછે તે તેમનાં તેમ રહેછે. વાસ્તે લોકોમાં આપ- ણી સ્થિતિ હોવી જોઇએ, એવી જેને ઇચ્છા હોય તેણે થોડો ક્રોધ રાખવો, એટલે તેમની સ્થિતિ લોકોમાં રહેશે. ૧૨

यत्रोदकंतत्रवसंतिहंसा स्तथैवशुष्कंपरिवर्जयंति ॥
नहंसतुल्येननरेणभाव्यं पुनस्त्यजंतेपुनराश्रयंते।१३।

ટીકા.—જ્યાં પાણી હોય છે ત્યાં હંસ પક્ષી રહે છે ને જે ઠેકાણે પાણી સુકઇ જાય છે તેનો ત્યાગ કરે છે જેમ સુકઇ ગએલા ઠેકાણાનો ત્યાગ કરીને હંસ બીજે ઠેકાણે જા યછે, ને થોડા કાળ પછી તેનો પણ ત્યાગ કરે છે. તેમ માણસે કરવું નહી જોઇએ જે માણસે કોઇની ચઢતીમાં તેનો આશ્રય કીધો છતાં તેને વીપત્તીમાં છોડીદેઇ બીજે ઠેકાણે જવું નહીંજોઇએ. છોડી જવું એ સારા માણસનું કામનથી. ૧૩

उपार्जितानांवितानां त्यागएवहिरक्षणम ॥
तटाकोदरसंस्थानां परिस्त्रवइवांभसाम ॥१४॥

ટીકા.—મહેનત કરીને જે એકઠું કીધેલું ધન તેનો ત્યાગ એટલે સત્પાત્રે દાન કરવું. એજ તેનું સંરક્ષણ છે. જેમ ત- ળાવમાં પાણી છતાં તેમાંથી થોડું થોડું બહાર નીકળી જાય છે પછી તે પાણી સ્વચ્છ થાય છે અને વૃદ્ધી પામે છે તે પ્રમાણે દાનથી દ્રવ્યની સુદ્ધી થાય છે. વાસ્તે પૈસાનું રક્ષણ અને વૃદ્ધી કરનાર સત્પાત્રે દાન છે. ૧૪

यस्यार्थस्तस्यमित्राणि यस्यार्थस्तस्यबांधवा ॥
यस्यार्थःसपुमानलोके यस्यार्थःसचजीवति ॥१५॥

ટીકા.—જેને પૈસો છે તેને મીત્ર ને ભાઇબંધ સારા મળે છે. ને તે લોકોમાં પ્રખ્યાત થઇને જીવન પણ પામેછે. વાસ્તે લોકોમાં પૈસાજેવી બીજીવસ્તુ કંઇજ નથી.વાસ્તે પ્રયત્ન કરીને દ્રવ્યનું સંગ્રહ કરવું એટલે સર્વ અનુકુળ થશે. ૧૫

स्वर्गस्थितानामिहजीवलोके चत्वारिचिन्हानिवसंतीदेहे ॥ दानप्रसंगोमधुराचवाणीदेवार्चनंब्राह्मणतर्पणंच ॥१६॥

ટીકા.—હમેશ દાન કરવું, મીઠું ભાશણ કરવું, દેવની પુજા કરવી, બ્રાહ્મણ જમાડવા, આચાર લક્ષણો જેનામાં હમેશ છે તે સ્વર્ગજ છે એમ સમજવું. ૧૬

अत्यंतकोपःकटुराचवाणी दारिद्रताचस्वजने ॥ पुवैरम ॥नीचप्रसंगःकुलहीनसेवाचिन्हानि देहेनरकस्थितानाम् ।१७।

ટીકા.—ઘણો ક્રોધ કરવો, કડુ ભાષણ કરવું, દરિદ્રતા, પોતાના માણસોની સાથે વૈર, નીચ લોકોની સાથે પ્રસંગ નીચ કુળના લોકોની શેવા કરવી.આ છ નરકનાં ચિન્હો છે. એ જેનામાં હમેશ છે તે નરકે જશે એમ સમજવું. ૧૭

गम्यतेयदिमृगेंद्रमंदिरंलभ्यते करिकपोलमौक्तिकम
जंबुकालयगतेचप्राप्य तेवस्तपुच्छखरचर्मखंडनम१८

ટીકા.—સિંહની ગુફા પાસે ગયા હઇએ તો હાથીના માથાપરનાં મોતી મળે છે, અને શિયાળની ગુફામાં ગયા હ-

ધ્યે તો વાછરડાનું પુછડું કે ગધેડાના ચામડાનો કકડો મ-
ળે છે વાસ્તે યાચકે માગવાને મોટાને ઘેર જવું. ગરીબને
ઘેર જવું નહીં કેમકે ત્યાં કંઈ પ્રાપ્ત થવાનું નથી. ૧૮

शूनःपुच्छमीवव्यर्थं जीवितंविद्ययाविना ॥
नगुह्यगोपनेशक्तं नचदंशनिवारणे ।१९।

ટીકા.—કુતરાની પુંછડી જેમ પોતાના ગુહ્યસ્થાનને ઢાંકવા
ને કે માંખ્યો ઉડાડવાને શક્તિમાન નથી તે છતાં વ્યર્થ છે.
તેમ વિદ્યા વગરના માણસનું જીવવું વ્યર્થ છે. કેમકે વિદ્યા
વગર તે પોતાનું કે પોતાના કુટુંબનું સંરક્ષણ કરવાને સમર્થ
નથી. વાસ્તે અવિદ્વાન પુરૂષનું જીવવું વ્યર્થ છે. ૧૯

वाचःशौचंचमनसः शौचमिंद्रियनिग्रह ॥
सर्वभूतदयाशौचमे तच्छौचंपरार्थिनाम ॥२०॥

ટીકા.—દુષ્ટ શબ્દ બોલીને બીજાના મનને દુઃખ નહીં
આપવું, ને બીજાનું મર્મ ન કહીને દેખાડવું. એ વાણીનું
શુદ્ધત્વ પણું છે, બધી વાસનાનો ત્યાગ કરીને ઈંદ્રિયોનો નિ-
ગ્રહ કરવો, ને ઇશ્વરને ઠેકાણે રેહેવું. એ મનનું શુદ્ધ પણું
છે. મોક્ષની ઇચ્છા જેને છે તેણે સઘળા ઉપર દયા કરવી
એજ તેનું શુદ્ધ પણું છે એથીજ તે મોક્ષ પામે છે. ૨૦

पुष्पेगंधंतिलेतैल काष्टेवन्हिःपयोघृतम ॥
इक्षौगुडंतथादेहे पश्यात्मानंविवेकत ॥२१॥

ટીકા.—પુષ્પમાં ગંધ જે અદૃશ્ય રૂપે છે તે સુગંધથી
જેમ જાણવામાં આવે છે તલમાં તેલ અદૃશ્ય રૂપે છે તે
જેમ યંત્રમાં ઘાલીને દૃશ્ય કરે છે. લાકડામાં જેમ અગ્નિ
અદૃશ્ય છે તે મથન કરીને ખુલ્લો કરવામાં આવે છે. દુધ

માં ઘી જેમ અદૃશ્ય રૂપેછે તે જેમ ભીન્ન કરાય છે. અને શેરડીમાં ગોળ અદૃશ્ય રૂપે છે તે જેમ જુદો કરાય છે તેમ જે આત્મા દેહ રૂપ ભાસે છે તે વીવેક રૂપ ઉપાયે કરીને ભિન્ન અવિનાશી જોવા. ૨૧

इति वृद्धचाणाक्ये निति ग्रंथे सप्तमो अध्यायसमाप्त

---

## अध्याय ८ मो.

अधमाधनमिच्छंति धनंमानंचमध्यमा ॥

उत्तमामानमिच्छंति मानोहीमहताधनम ॥१॥

ટીકા.—અધમ લોકો દ્રવ્યને ઇચ્છેછે. મધ્યમ લોકો ધન તથા માનને ઇચ્છેછે. ને ઉત્તમ લોકો માનનીજ ઇચ્છા કરે છે. તેમજ તે માનજ ધન છે. ૧

इक्षुरापःपयोमूलं तांबुलंफलंमौषधम ॥

भक्षइत्वापिकर्तव्या स्नानदानादिका क्रिया ।२।

ટીકા.—શેરડી, પાણી, દુધ, મૂળ, ફળ અને ઔષધ તથા સોપારી એ ખાઇને પછી નહાયા હોઇયે તો કંઇ દોષ નથી. ૨

दीपोभक्षयतेध्यातं कज्जलंचप्रसुयते ॥

यदन्नंभक्षयेन्नित्यं जायते तादृशीप्रजा ।३।

ટીકા.—દીવો અંધારાનું ભક્ષણ કરે છે. અને કાજળ રૂપ પ્રજા ઉત્પન્ન કરે છે. વાસ્તે રોજ જે માણસ જેવું અન્ન ખાયછે તેજ પ્રમાણે ગુણવાન તથા બળવાન છોકરા થાયછે. ૩

वित्तंदेहीगुणान्वितेषु मतिमननान्यत्रदेहि क्वचित ॥ प्राप्तंवारिनिधेर्जलं घनमुखेमार्चे युक्तसदा ।

जीवानस्थावरजंगमाश्च सकलानसंजीव्यभूमंडलं
भूयःपश्यतदेवकोटी गुणीतंगच्छंतमंभोनिधिम।४।

ટીકા.—હે બુદ્ધિમાન માણુસ દાન આપે તો ગુણવાન માણુસનેજ આપ, ગુણવગરનાને કોઈ દાહાડો આપીશનહી જેમ આકાશપાણી પ્રવેશ કરીને હમેશ મીઠું થઈને સ્થાવરજં-ગમાદી સર્વ જીવ માત્રને તથા આખા ભૂમંડળને સંજીવન કરીને પછી જુઓ કે તેજ પ્રાણી કરોડો ઘણું વધારે થઈ-ને સમુદ્રમાં જાય છે. તેમજ ગુણવાનને દાન આપ્યું હોય તો આપનારને ઘણા ગુણ પ્રાપ્ત થાય છે. ૪

चांडालानांसहस्त्रैश्च सूरिभिस्तत्वदर्शिभिः
समोहियवनःप्रोक्तो ननीचोयवनातपर ।।५।।

ટીકા.—ખરૂં જોનારાઓએ પવન એટલેમ્લેચ્છ હજારોચં ડાળો જેવાછે એમ કહ્યોછે વાસ્તે પવનથી નીચો કોઇજનથીપ

तैलाभ्यंगेचिताधूमे मैथुनेक्षौरकर्मणि ।।
तावद्भवतिचांडालो यावत्स्नानंसमाचरेत ।६।

ટીકા.—તેલ શરીરને લગાડ્યું હોય ત્યારપછી, ચીતાધુમ લીધો હોય ત્યારપછી, મૈથુન કીધું હોય ત્યારપછી, હજા-મતકરાવી હોય ત્યારપછી, જ્યાંસુધી નાહ્યો નથી ત્યાં સુધી તે ચાંડાળ જેવો સમજવો નાહ્યા પછી શુદ્ધ થાય છે. ૬

अजीर्णेभेषजंवारि जीर्णेवारिबलप्रदम ।।
भोजनेचामृतंवारि भोजनांतेविषप्रदम ।।७।।

ટીકા.—અજીરણ એટલે અન્ન પાચન નહી થયું હોય તેના ઉપર પાણી પીધું હોય તો તે ઓષધ રૂપ થઈને અ·

જીરણનો નાશ કરે છે. અન્ન પાચન થયા પછી પાણી પીધું હોય તો તે બળ આપનારૂં છે. ભોજનની વખતે પીધું હોય તો અમૃત જેવું આરોગ્ય છે. ભોજન થયા પછી પાણી પીધું હોય તો તે વિષ પ્રમાણે થાય છે. ૭

हतंज्ञानंक्रियाहीनं हतंचाज्ञानतोनरः ॥
हतंनिर्नायकंसैन्यं स्त्रीयोनष्टाह्यभर्तृका ॥८॥

ટીકા.—જ્ઞાન છતાં જે કર્મ કરતો નથી તેનું જ્ઞાન વ્યર્થ છે. જેને જ્ઞાન નહી હોય તે માણસ છતાં નહીજ સમજવો. જે સેનામાં નાયક એટલે રક્ષણ કરનાર નથી તે છતાં પણ સેન વ્યર્થ છે. કેમકે તેનાથી કંઈ પ્રાક્રમ થવાનું નથી. જેસ્ત્રીઓનો વર નથી તે જીવતી છતાં મૃતક સમજવી. ૮

वृद्धकालेमृताभार्या बंधुहस्तगतंधनंम ॥
भोजनंचपराधीनं तिस्त्रोऽपुसांविडंबना ॥९॥

ટીકા.—ઘરડપણમાં બાઇડી મરી જાય છે. દ્રવ્ય ભાઇઓના હાથમાં જાય છે. ખાવું બીજાના હાથમાં હોય છે એ ત્રણ પ્રકારની માણસને વીટંબના છે. ૯

अग्निहोत्रंविनावेदा नचदानंविनाक्रिया ॥
नभावेनविनासिद्धि स्तस्माद्भावोहिकारणम ॥१०॥

ટીકા.— અગ્નિહોત્ર વગર શિખેલો વેદ સફળતાને પામતો નથી. દાન વગર કર્મો ફળઆપતા નથી અને કોઈ પણ સિધી ભક્તી વગર નથી. વાસ્તે ભક્તિ મુખ્ય કારણ છે. ૧૦

काष्टपाषाणधातुनां कृत्वाभावेनसेवनम ॥
श्रद्धयाचतथासिद्धि स्तस्यविष्णुप्रसादतः ॥११॥

ટીકા.—કાષ્ટ (લાકડાં.) પાષાણ (પથરા) અને ધાતુ એ-મની મુર્તિઓને વિષે ઈશ્વર રૂપ ભાવના ધરીને શેવા કીધી હોય તો ઈશ્વર કૃપાથી નક્કી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૧૧

नदेवोविद्यतेकाष्टे नपाषाणेनमृन्मये ॥
भावेहिविद्यतेदेव स्तस्माद्भावोहिकारणम ॥१२॥

ટીકા.—કાષ્ટ પાષાણ માટી એમની મૂર્તિઓને વિશે દે-વ રહે છે. એમ નથી પણ કેવળ ભક્તિને કેકાણેજ દેવ રહે છે.વાસ્તે ઈશ્વરની પ્રાપ્તીને વાસ્તે ફક્ત એક ભક્તિજ જોઇયે. ૧૨

शांतितुल्यंतपोनास्ति नसंतोषात्परंसुखम ॥
नतृष्णायाःपरोव्याधि र्नचधर्मोदयापर ॥१३॥

ટીકા.—શાંતી જેવું બીજું તપ નથી, સંતોષથી બીજુ સુખ નથી. તૃષ્ણા જેવો બીજો વ્યાધિ કોઈ નથી. ને દયા-થી બીજો કોઇજ ધર્મ નથી. ૧૩

क्रोधोवैवस्वतोराजा तृष्णावैतरणीनदी ॥
विद्याकामदुघाधेनुः संतोषोनंदनंवनम ॥१४॥

ટીકા.—ક્રોધ એજ યમ રાજા તૃષ્ણા એજ વૈતરણી ન-દી, વિદ્યા એટલે જ્ઞાન એજ ઈચ્છેલા મનોર્થોને પૂર્ણ કર-નારી કામધેનું, ને સંતોષ એજ સ્વર્ગમાં જે નન્દવન છે તેજ સંતોષથી પ્રાપ્ત થાય છે. ૧૪

गुणोभूषयतेरूपं शीलंभूषयतेकुलंम ॥
सिद्धिर्भूषयतेविद्यां भोगोभूषयतेधनम ॥१५॥

ટીકા.—ગુણજ સ્વરૂપને શોભા આપે છે. ઉત્તમ સ્વ-ભાવ કુળને શોભા આપે છે. સીદ્ધી વિદ્યાને શોભા આપે છે. ને ઉપભોગ દ્રવ્યને શોભા આપે છે. ૧૫

निर्गुणस्यहतंरूपं कुशीलस्यहतंकुलम ॥
असिद्धस्यहताविद्या अभोगेनहतंधनम ॥१६॥

ટીકા.—જેને કાંઈ પણ ઉત્તમ ગુણ નથી તે ખુબ સુરત છતાં તેનું રૂપ શોભતું નથી. જેનો સ્વભાવ સારો નથી તેનું કુળ લોકોમાં નિંદ્ય થાય છે. જેને કંઈ પણ સિદ્ધિ નથી તેને વિદ્યા શોભતી નથી. જે દ્રવ્યનો ઉપભોગ કરતો નથી તેનું દ્રવ્ય વ્યર્થ નાશ પામે છે. ૧૬

शद्धंभूमिगतंतोयं शुद्धानारीपतिव्रता ॥
शुचिःक्षेमकरोराजा संतोषीब्राह्मणःशुचिः ॥१७॥

ટીકા.—પૃથ્વીમાંનું પાણી શુદ્ધ છે. પતિવ્રતા સ્ત્રી શુદ્ધ છે. પ્રજાનું હિત કરનારો રાજા પવિત્ર છે. ને બ્રાહ્મણ જે હમેશ સંતોષ માનનારો છે તે પવિત્ર છે એમ સમજવું.૧૭

असंतुष्टाद्विजानष्टाः संतुष्टाश्चमहीपति ॥
सलज्जागणीकानष्टा निर्लज्जाश्चकुलांगनाः ॥१८॥

ટીકા.—જેને ગમે તેટલો પૈસો મળ્યો હોય તો પણ સંતોષ માનતો નથી, એવો બ્રાહ્મણ થોડા દ્રવ્યથી સંતોષ માનનારો રાજા લાજ રાખનારી એવી વેશ્યા તેમજ લગ્ન કીધેલી સ્ત્રી જે મર્યાદા કે લજ્યા રાખતી નથી તે એવાં એ નાશ પામે છે. ૧૮

किंकुलेनविशालेन विद्याहीनेनदेहीनाम ॥
दुष्कुलीनोपिविद्वानयो सदेवैरपिपूज्यते ॥१९॥

ટીકા.—જે માણસનું કુળ મોટું હોય ને વિદ્યા વગરનું હોય તો તે શા કામનું. દુષ્ટકુળમાંનો હોય પણ જો તેને વિ-

ઘા હોય તો દેવ પણ તેની પૂંજા કરે છે. ૧૯

विद्वानप्रशस्यतेलोके विद्वानसर्वत्रगौरयम ॥

विद्ययालभतेसर्व विद्यासर्वत्रपुज्यते ॥२०॥

ટીકા.—વિદ્વાન સર્વ લોકોમાં પ્રખ્યાત થાય છે. ને લોકોમાં મહત્વને પણ પામે છે. વિદ્યા વડે નહી મળવાની વસ્તુઓમાં મળે છે વાસ્તે વિદ્યાજ બધે ઠેકાણે પુજ્ય છે. ૨૦

रुपयौवनसंपन्ना विशालकुलसंभवाः ॥

विद्याहिनानशोभंते निर्गंधाइवकिंशुका ॥२१॥

ટીકા.—ઘણા ખુબસુરત, જવાન એવા મોટા કુળમાં ઉત્પન્ન થયા હોય તો પણ તેમને વિદ્યા ન હોય તો તે શોભતા નથી. પાંદડાં તથા ફુલાદી વડે ખાખરાનું ઝાડ સંપન્ન છે તોપણ સુગંધી નથી તેથી શોભતાં નથી તેમ તે જાણવાં. ૨૧

मांसभक्ष्याःसुरापाना मूर्खाश्चाक्षरवर्जिता ॥

पशुभिस्त्वैर्नराकारै र्भाराक्रांताचमेदिनी ॥२२॥

ટીકા.—માંસ ખાનારા, દારૂ પીનારા અને જેને એકે અક્ષર આવડતો નથી એટલે જે કેવળ અવિદ્વાન છે તેઓ માણસરૂપે જાનવરોજ છે. એમના ભારથી પૃથ્વી આક્રાંત માત્ર થાય છે. એમનો કંઈજ ઉપયોગ નથી. તેમનો જનમારો વ્યર્થ છે. ૨૨

अन्नहीनोदहेद्राष्ट्रं मंत्रहीनश्चऋत्विज॥॥

यजमानंदानहीनो नास्तियज्ञसमोरिपु ॥२३॥

ટીકા.—યજ્ઞ કરવો એ સારૂં છે ખરૂં પરંતુ અન્ન દાન નહી કીધું હોય તો તે રાજ્યને બાળે છે તે મંત્ર બરાબર

તમમાં હોય તો તે અને દક્ષિણા વગરનો થયો હોય તો તે યજમાનને બાળે છે. વાસ્તે કરીને યજ્ઞ જેવો બીજો શત્રુ નથી એવું સિદ્ધ થયું પણ તે જો યથાસાંગ થયો હોય તો તેના જેવું હીત કરનાર બીજુ કોઈ નથી. ૨૩

इति वृद्धचाणाख्येनीतीग्रंथे ८ मो ध्यायसमाप्त

---

## अध्याय ९ मो.

मुक्तिमिच्छसिचेत्ता तविषयानविषवत्यज ॥
क्षमार्जवमानशौचंच सत्यंपीयुषवत्पिब ॥१॥

**ટીકા.**—હે ભાઈ જો તું મુક્તિને ઈચ્છતો હોય તો વિષયનો વિષ જેવા ત્યાગ કર, અને સહનતા સીધાપણું ઈંદ્રિય નીગ્રહતા ચોખા પણું તેમજ સત્ય એમનું અમૃત જેવું સેવનકર એટલે મુક્તિ પામીશ. ૧

परस्परस्यमर्माणि येभाषंतेनराधमाः ॥
तएवविलयंयाति वल्मि कोटरसर्पवत् ॥२॥

**ટીકા.**—જે માણસો અધમ હોય છે તેઓ એક બીજાના મર્મો લોકોમાં પ્રસિદ્ધ કરે છે. તેઓ પોતાનોજ નાશ કરી લેછે. જેમ સાપ પોતાના બળમાં વેષ્ટિતથઈને મરણ પામેછે તેજ પ્રમાણે દ્વેશ કરનારા પોતાનો નાશ પોતેજ કરેછે. ૨

गंधःसुवर्णेफलमिक्षुदंडे नाकारीपुष्पंखलुचंदनस्य॥
विद्वानधनीकोनृपदीर्घजोवी धातुपुराकोऽपिनबुद्धिभेत्ता

**ટીકા.**—સોનાને સુગંધ, શેરડીને ફળ, સુખડના ઝાડને ફુલો, વિદ્વાન માણસ પૈસાવાળો, રાજા ઘણા વખત સુધી

જીવનારો બ્રહ્મદેવે આ જગતમાં કોઇનેજ આવા ગુણ આ-
પ્યા નથી. કેમકે એમને ઉત્પન્ન કીધા તે વખતે કોઈ સારો
માણસ તેને શિખવવાને નહોતો. ૩

सर्वौषधीनाममृताप्रधाना सर्वेषुसौख्येष्वश

नंप्रधानम् ॥ सर्वेंद्रियाणांनयनंप्रधानंसर्वे

षुमात्रेषुशिरःप्रधानम् ॥४॥

ટીકા.—બધાં ઓષડોમાં અમૃતા એટલે ધરો શ્રેષ્ટ છે.
સર્વ સુખોમાં ભોજન સુખ બદ્ધામાં મુખ્ય છે. બધી ઇંદ્રિ-
યોમાં નયનેં દ્રિય એટલે આંખ્ય શ્રેષ્ટ છે. તે વગર બધી
ઇંદ્રિયો વ્યર્થ છે. સર્વ ગાત્રોમાં માથુ શ્રેષ્ટ છે એમ જાણવું. ૪

दूतानसंचरंतिमरणेन चलेच्चवार्ता पूर्वंनजल्पि

तमिदंनचसंगमोस्ति ॥ व्योम्निस्थितंरविशशि

ग्रहणंप्रशस्तं जानातियोद्विजवरःसकथन विद्वान्५।

ટીકા.—જે ઠેકાણે દુતોની ગતી નથી ને જ્યાં વાર્તા પ-
ણ ચાલતી નથી. જે પહેલાં કોઇએ કહ્યું નથી. જેનો કોઈ
દહાડો સમાગમ પણ થવાનો નથી, એવા આકાશને વિશે
ચંદ્ર સૂર્યનું ગ્રહણ જે બરાબર જાણે છે એવા બ્રાહ્મણને
જ્ઞાતા એટલે સારા માણસ કેમ નહી કહીએ. ૫

विद्यार्थिसेवकःपांथः क्षुधार्त्तोभयकातरः ॥

भांडारीप्रतिहारीच सप्तसुप्तानप्रबोधयेत ।६।

ટીકા.—વિદ્યાર્થી, ચાકર, રસ્તે ચાલનાર, ભુખ્યો ભય
પામેલો ધનાદિકનો રક્ષણ કરનારો અને દ્વારપાળ. આ સાત
સુતેલાં હોય તો પણ જાગૃત કરેવાં. ૬

अहीनृपंचशार्दूलं वृटिंचबालकंतथा ॥
परश्वानंचमूर्खंच सप्तसुप्तान्नबोधयेत ॥७॥

टीका.—સાપ, રાજા, વાઘ, ધૃષ્ટી, નામનો જીવ, વિશેષ છોકરું, બીજાનું કુતરું. અને મુરખ્ખએ સાત સુતેલાં હોય તે વખતે તેમને જાગૃત કરવાં નહીં. ७

अर्थाधीनाश्चयैर्वेदा स्तथाशूद्रान्नभोजनाः ॥
तेद्विजाकिंकरिष्यंतिनिर्विषाइवपन्नगाः ॥८॥

टीका.—દ્રવ્ય મેળવવાને વાસ્તેજ જેમણે વેદનું અધ્યયન કીધું છે. અને હમેશ શુદ્રનું અન્ન ભક્ષણ કરીને પુષ્ટ થયેલા છે. એવા બ્રાહ્મણ વિષ વગરના સાપની પેઠે કંઈ કરવાને સમર્થ નથી. ८

यस्मिनरुष्टेभयंनास्ती तुष्टेनैवधनागम ॥
निग्रहानुग्रहोनास्ति सरुष्टःकिंकरिष्यति ॥९॥

टीका.—જે કોઈ માણસને ગુસ્સો આવ્યો છતાં તેની પાસેથી ભય નથી, ને સંતુષ્ટ થયે છતાં કોઈને લાભ નથી, ને નિગ્રહ કે અનુગ્રહ કરવાની શકિત નથી તે માણસને ક્રોધ આવ્યો હોય તો તે શું કરવાનો છે. ९

निर्विषेणापिसर्पेण कर्त्तव्यामहतीफणा ॥
विषमस्तनचाप्यस्तु खटाटोपोभयंकरः ॥१०॥

टीका.—વિષ વગરના સાપે લોકોને ભય દેખાડવાને માટે પોતાની ફણા ફેલાવવી. વિષ હો કે ન હો, ખટાટોપ માત્ર ભયંકર કરવો જોઈએ. માણસ અવિદ્વાન છતાં લોકોમાં મોટી વિદ્વતા દેખાડવી એ મૂર્ખનું લક્ષણ છે. १०

प्रातर्द्युतप्रसंगेन मध्यान्हेस्त्रीप्रसंगतः ॥
रात्रौचोरप्रसंगन कालोगच्छतिधिमताम् ॥११॥

ટીકા.—સવારે દ્યુત પ્રસંગથી એટલે મહાભારતનું શ્રવણ કરીને સારા માણસો કાળ ગમાવે છે. બપોરે સ્ત્રી પ્રસંગે કરીને એટલે શ્રી રામાએણનું શ્રવણ કરીને કાળ ગુમાવે છે. રાતે ચોરના પ્રસંગથી એટલે શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કરીને સારા માણસો કાળ ગુમાવે છે. વાસ્તે બુદ્ધિમાનમાણસોનો જરા પણ વખત વ્યર્થ જતો નથી. ૧૧

स्वहस्तग्रहितामाला स्यहस्तघृष्टचंदनम ॥स्व
हस्तलिखितंस्तोत्रं शुक्रस्यापिश्रियंहरेत ॥१२॥

ટીકા.—પોતાને હાથે તૈયાર કીધેલી માળા ધારણ કીધી હોય તો. ને પોતાને હાથે ઘશેલા ચંદનનું ટીલું કીધું હોય તો પોતાના હાથે લખેલા પુસ્તકનો કે સ્તોત્રનો પાઠ કીધો હોય તો ઈંદ્રનો પણ પૈસો જતો રેહેશે. પછી બીજા સામાન્ય માણસો, પૈસા જશે એમાં શી નવાઈ. ૧૨

इक्षुदंडास्तिलाःशूद्राः कांताकांचनमेदिनी
चंदनंदधितांबुलं मर्दनंगुणवर्द्धनम ॥१३॥

ટીકા.—શેરડી, તલ, શુદ્ર સ્ત્રી, સોનું પૃથ્વી ચંદન, દહી અને તાંબુળ એમનું જેટલું વધારે મર્દન કરીએ તેટલો વધારે ગુણ આપનારાં છે. ૧૩

दरिद्रताधैर्यतयाविराजते कुवस्त्रताशुभ्रतया
विराजते ॥ कदन्नताचोष्णतया विराजते
कुरुपताशीलतयाविराजते ॥१४॥

ટીકા.—દરીદ્રતા ધૈર્ય વડે શોભે છે લુગડાં થોડી કીંમતનાં હોય તો પણ તે શુભ્રપણાથી શોભે છે. સ્વરૂપ ખરાબ હોય તો પણ સ્વભાવ સારો હોય તો તે શોભે છે. ૧૪

इतिवृद्धचाणाख्यं नीतिग्रंथे नवमोअध्याय समाप्त।

---

# अथ उत्तरार्द्ध प्रारंभ.

## अध्याय १० मो

धनहीनोनृहीनश्च धनिकःसमुनिश्चय ॥
विद्यारत्नेनयोहिनः सहीनःसर्वत्रस्तुषु ॥१॥

ટીકા.—દ્રવ્ય વગરનો હોય તે હીન (દરેક વસ્તુ રહીત) છે. એમ સમજવું નહીં. પણ જે અવિદ્વાન છે તેજ હીન છે એમ સમજવું. વિદ્યા રૂપી રત્ન જે છે તે દરેક વસ્તુનો હીત છે એમ સમજવું. ૧

दृष्टीपूतंन्यसेतपादं वस्त्रपूतंपिबेजलम ॥
शास्त्रपूतंवदेद्वाक्यं मनःपूतंसमाचरेत ॥२॥

ટીકા.—આંખ્યો એ પવિત્ર જગા જોઇને પછી ત્યાં પગ મુકવો. કપડા વડે ગાળેલું પાણી પીવું. શાસ્ત્રોએ જે પવિત્ર વાક્ય કહ્યુ છે તેજ બોલવું. મનવડે પવિત્ર અપવિત્રનો વિચાર કરીને જે પવિત્ર હોય તેનુંજ આચરણ કરવું. ૨

सुखार्थीचत्यजेद्विद्यां विद्यार्थीचत्यत्यजेतसुखम ॥
सुखार्थिनःकुतोविद्या कुतोविद्यर्थिनःसुखम ॥३॥

ટીકા.—દેહને કંઈ પણ મહેનત ન આપવી એવું જે ઈચ્છે છે તે વિદ્યાને છોડી દે છે. જે વિદ્યાને ઈચ્છે છે તે સુખનો ત્યાગ કરે છે. સુખની ઈચ્છા કરનારને વિદ્યા ક્યાંથી મળવાની છે.ને વિદ્યા ઈચ્છનારને સુખ ક્યાંથી મળવાનું છે. ૩

कवयःकिंनपश्यंति किंनकुर्वंतियोषितः ॥
मद्यपाःकिंनजल्पंति किंनभक्षंतिवायसा ॥४॥

ટીકા.—કવિયો જ્ઞાન વડે શું જોતા નથી. બધું જાણેછે સ્ત્રીયો શું નથી કરતી તેઓ સાહસ પણાથી હરેક કંઈ કરે છે, દારૂ પીનારા શું બોલતા નથી. તેઓ ન બોલાય તેવાં ભાષણો બોલે છે. તેમ કાગડા ન ખાય એવો પદાર્થ કંઈજ નથી. તેઓ નરકાદી પણ ખાય છે. ૪

रंकंरोतीराजानं राजानंरंकमेवच ॥ धनिनं
निर्धनंचैव निर्धनंधनिनं तथा ॥५॥

ટીકા.—ઈશ્વર જો કૃપા કરશે તો ભીખારીને રાજ આપશે અને જો કોપાયમાન થશે તો રાજાને પણ ભીખારી કરી નાખશે. તેમજ નિર્ધનને ધનવાળો, ને ધનવાળાને નિર્ધન કરશે એવી ઈશ્વરની સત્તા છે. ૫

लुब्धानांयाचकःशत्रु मूर्खाणांबोधकोरिपुः ॥
जारस्त्रिणांपतिःशत्रु श्चोराणांचंद्रमारिपु ।६।

ટીકા.—લોભી માણસને માગનારો શત્રુની માફક લાગે છે. મૂર્ખને પોતાનું હીત કહેનાર શત્રુ જેવો લાગે છે વ્યભિચાર કરનારી સ્ત્રીને પોતાનો વર શત્રુ જેવો લાગે છે. અને ચોરને ચંદ્રમા શત્રુ જેવો લાગે છે. ૬

येषांनविद्यानतपोनदानं नचापिशीलंनगुणोनधर्मः
तेमृत्युलोकेभुविभारभूता मनुष्यरुपेणमृगाश्चरंति:७।

ટીકા.—વિદ્યા, તપાદાન, સારો સ્વભાવ, ગુણ અને ધર્મ એ છમાંની એકે જેને નથી તે આ મૃત્યું લોકમાં પૃથ્વી ઉપર કેવળ ભાર રૂપ થઇને મનુષ્ય દેહરૂપી હરણજ ફરેછે. ૭

अंतःसारविहिनानां उपदेशोनजायते ।
मलयाचलसंसर्गान नवेणुश्चंदनायते ।८।

ટીકા.—જે માણસમાં જરા પણ બુદ્ધિ નથી તે માણસને ગમે તેટલો ઉપદેશ કીધો હોય તે ઠસતો (રેહેતો)નથી. મલયાચલ પર્વતના ચંદનના યોગે કરીને અંતઃસાર વગરના વાસ ચંદન જેવાં એટલે સુખડ જેવાં થતાં નથી. ૮

यस्यनास्तिस्वयंप्राज्ञा शास्त्रंतस्यकरोतिकिम ॥
लोचनाभ्यांविहिनस्य दर्पणःकिंकरिष्यति ।९।

ટીકા.—જેને પેહેલાંથીજ બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરશે જે પેહેલાંથી આંધળા છે તેમને સારૂ દર્પણ વ્યર્થ છે તે પોતાના ગુણ કરી શકતું નથી. તેમ બુદ્ધિવગરના માણસને શાસ્ત્ર કંઇ પણ ગુણ કરવાને સમર્થ થતું નથી. ૯

दुर्जनंसज्जनंकर्तु मुपायोनहिभूतले ॥
अपानंशतधाधौतं नश्रेष्ठमिंद्रियभवेत ।१०।

ટીકા.—દુર્જનને સજ્જન કરવાને આ પૃથ્વી ઉપરએકે ઉપાય નથી. જે નીચ અમાનેદ્રિય (ગુદસ્થાન) છે તે શો વખત ધોયું હોય તો પણ શ્રેષ્ટ ઇંદ્રીયના બરોબરીને પામતું નથી. ૧૦

आमद्वेषाद्भवेन्मृत्युः परद्वेषाद्धनक्षयः ॥
राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षय ।११।

ટીકા.—સ્વકીય (આપણા) માણસોને દ્વેષ કીધો હોય તેથી મરણજ પ્રાપ્ત થાય છે. બીજા લોકોનો દ્વેષ કીધો હોય તો પૈસાનો નાશ થાય છે. રાજાનો દ્વેષ કીધો હોય તો બધો નાશ થાય છે. અને બ્રાહ્મણનો દ્વેષ કીધો હોય તો કુળનો નાશ થાય છે. ૧૧

वरंवनेव्याधगजेंद्रसेवित्ते द्रुमालयेपत्रफलांबुसेवनम।
तृणंतुशय्याशतजीर्णवल्कलं नबंधुमध्येद्धनहीन जीवितं ॥१२॥

ટીકા.—વાઘ આદી કરીને દુષ્ટ જનાવરો રહે છે. એવા વનમાં રહેવું. ત્યાં પત્ર (પાતરાં) ફળો વગેરે ખાઇને રેહેવું. ત્યાંહાં ઘાસ ઉપર સુઈ રહેવું. ઘણે ઠેકાણે ફાટી ગએલાં જુનાં વલ્કલ વસ્ત્રો પેહેરીને ત્યાંહ રેહેવું એ સારૂ છે પણ ભાઇબંધોમાં પૈસાવગરનાં રેહેવું એ ઘણુંજ ખરાબ છે. ૧૨

विप्रोवृक्षस्तस्यमूलंवसंध्यावेदः शाखाकर्मधर्मोच पत्रे ॥ तस्मान्मूलंयत्नतोरक्षणीयं छिन्नेमूलेनैवशाखा नपत्रम ।१३।

ટીકા.—બ્રાહ્મણ એજ કોઈ ઝાડ છે તેનું મૂળ (મૂળીઆં) સંધ્યા છે તેની શાખા (ડાળાં) વેદ છે. ધર્મ અને કર્મ એ તેનાં પાદડાં છે. વાસ્તે તેનું મૂળ યત્નથી રક્ષણ કરવું એટલે બરાબર વખતે સંધ્યા કરવી. મૂળનો નાશ થયો હોય તો ડાળાને પાતરાં થવાનાં નથી. ૧૩

**माताचकमलादेवो पितादेवोजनार्दनः ॥**

**बांधवाविष्णुभक्ताश्च स्वदेशोभुवनत्रयम ।१४।**

**ટીકા.**—લક્ષ્મી જેની માતા એટલે તેને મા પ્રમાણે માને છે જેનો બાપ ભગવાન વિષ્ણું છે એટલે તેને બાપ જેવો ભજે છે ભગવદ્ભક્ત જેના ભાઈ એટલે ભાઇઓ જેવા માને છે તેને પોતાનો દેશજ ત્રિભુવન છે તેને પોતાનો દેશ છોડીને બીજે દેશ તીરથ જાત્રા કરવા જવાની જરૂર નથી. ૧૪

**एकवृक्षसमारूढा नानावर्णाविहंगमा ॥**

**प्रभातेदिक्षुगच्छंति कातत्रपरिदेवना ।१५।**

**ટીકા.**—એકજ ઝાડને વિશે અનેક રંગના તથા જાતના ઘણા પક્ષીયો રેહે છે. સવારે ઉઠીને દશ દિશાઓ તરફ ઉડી જાય છે તેમજ આ સંસારને વિશે અનેક જીવ રેહે છે તેજ પાછા દૈવ યોગથી જુદા થઇને અનેક દિશાઓ તરફ જાય છે. અથવા કેટલાંએક મરી જાય છે તે વિશે દુઃખ શું કરવું જરાપણ કરવું નહીં. ૧૫

**बुद्धिर्यस्यबलंतस्य निर्बुद्धेश्चकुतोबलम् ॥**

**वनेसिंहोमदोन्मत्तो जंबुकेननिपातितः ।१६।**

**ટીકા.**—જેને બુદ્ધિ છે તેજ બળવાન જાણવો. જેને બુદ્ધિ નથી તેને બળવાન ક્યાંથી મળવાનું છે. વનમાં સિંહ મદોન્મત્ત થએલો હોય છે પણ શિયાળ પોતાની બુદ્ધિના બળથી તેને મારી નાખે છે. ૧૬

**काचिंतामम जीवने यदिहरिर्विश्वंभरोगीय ॥**

तेनोचेदर्भकजीवना यजननांस्तकपंकथनि ।
मंमतइत्यालोच्य मुहुर्मुहुर्यदुयतेल्पतेकेवलं
त्वतपादांबुजसेवनेनसततंकालोमयानीयते ।१७।

ટીકા.—જો હું હરીને વિશ્વંભર એવા નામથી ગાઉ તો મને મારા પેટ દિવશે કાળજી કરવી નહી જોઇએ. તે જો વિશ્વંભર નહી થાય તો બાળકનું પેટ ભરવાને વાસ્તે માના સ્તનોમાં (ધાઇયોમાં) દુધ કેમ કરી મુકે છે. જ્યારે તે દુધ નિર્માણ કરે છે ત્યારે હરીજ વિશ્વંભર છે એમ જાણીને હે કૃષ્ણજી હે લક્ષ્મીજીના વર હું કેવળ તારા પગરૂપી કમળની શેવા કરીને મારો બધો વખત હરણ કરૂછુ. ૧૭

गीर्वाणवाणीषुविशिष्ट बुद्धितथापिभाषांतर ॥
लोलूपोऽहम ॥ यथासुधायांचसुरेषुसत्यां
स्वर्गांगनानामधरोसवेरुचिः ॥१८॥

ટીકા.—સંસ્કૃત વાણી શ્રેષ્ટ છે તો પણ તેનાં ભાષાંતરરૂપી રસને વાસ્તે હું ઘણો લોભી છું. જેમ દેવોને અમૃત પ્રાપ્ત થયું છે તો પણ સ્વર્ગવાશી સ્ત્રીયોના અધરોષ્ટ ચુંબન વાસ્તે તેમને અભીરૂચી એટલે ઇચ્છા થાય છે. તેમ બીજી ભાષારૂપીરસનેવાસ્તેમનેઘણીજ ઉત્કંઠતા(આતુરતાથઇછે)૧૮

अन्नाद्दशगुणंपिष्टं पिष्टाद्दशगुणंपय ॥
पयसाऽष्टगुणंमांसं मांसाद्दशगुणंघृतम ।१९।

ટીકા.—અન્ન કરતાં લોટ દશ ઘણો વધારે. લોટ કરતાં દશ ઘણું દુધ વધારે. દુધ કરતાં માંસ આઠ ઘણું વધારે ને માંસ કરતાં ઘી દશ ઘણું વધારે ગુણમાં છે. ૧૯

शाकेनरोगावर्द्धंते पयसावर्द्धंतेतनु ॥
घृतेनवर्द्धंतेवीर्यं मांसान्मांसंप्रवर्द्धंते ।१०।

ટીકા.—શાક ભાજી ખાધાથી રોગ વધારે થાય છે દુ-ધ પીધાથી શરીર પુષ્ટ (જાડુ) થાય છે. ઘી ખાધાથી વી-ર્યમાં વધારો થાય છે. માંસ ખાધાથી માંસ વધે છે. એવી રીતે પદાર્થો પદાર્થોને ઠેકાણે ગુણ કરે છે.

इतिवृद्धचाणाक्य नितिग्रंथे १०मो ध्याय समाप्त.

---

## अध्याय ११ मो.

दानृत्वंप्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ॥
अभ्यासेनैवलभ्यंते चत्वारःसहजागुणः ।१।

ટીકા.—દાન કરવાની શક્તી, સારૂ બોલવું, ધીરા પણું વખતે જાણવું. આ ચાર ગુણ અભ્યાસ કરવાથી મળે છે એમ નથી પણ તેઓ સ્વભાવીક છે. ૧

आत्मवर्गंपरित्यच्य परवर्गंसमाश्रयन ॥
स्वयमेवलयंयाति यथाराजाऽन्यधर्मत्त ।२।

ટીકા.—પોતાના ટોળાને છોડીને બીજાના ટોળાનો આ-શ્રય કરે છે તે પોતની મેળેજ નાશ પામે છે. જેમ બીજા-ના ધર્મનો આશ્રય કરીને રાજા નાશ પામે છે. ૨

हस्तीस्थुलतनुःसवांकुशवशःकिंहस्तीमात्रांकुशो । दीपेप्रज्वलीते प्रणश्यतीतमःकिंदीपमात्रंतमः

वज्रेणापिहताःपतन्तिगिरयःकिंवज्रमानगास्ते

त्तेजोयस्यविराजतेसबलवानस्थुलेषुकःप्रत्ययः ३

टीका.—हाथीनो स्थुल (मोटो) देह छे तो पण अंकुशथी ते वश थाय छे. वास्ते शुं अंकुश हाथी जेवडो छे के? दीवो संकोरेलो होय छे त्यारे अंधकार नाश पामे छे. वास्ते शुं दीवो अंधकार जेवडो छे के? वज्रथी पर्वतोनो नाश थाय छे वास्ते शुं वज्र पर्वत जेवडुं छे के! नहीं वास्ते जेनुं तेज विशिष्ट (वधारे) छे तेज बळवान छे. मोटा पणानो विचार करवानो नहीं. ३

कलौदशसहस्रेषु हरिस्त्यजतिमेदिनीम ।

तदर्द्धंजान्हवितोयंतदर्द्धंग्रामदेवता ।४।

टीका.—कळजुगनां दशहजार वरस जशे त्यारे विष्णुं (कृष्णजी) पृथ्वीनो त्याग करशे. पांच हजार वर्ष पछी गंगाजी पृथ्वीनो त्याग करशे. अढीहजार वर्ष पछी ग्रामदेवता पृथ्वीनो त्याग करशे. ४

गृहासक्तस्यनोविद्या नोदयामांसहारिण ।

द्रव्यलुब्धस्यनोसत्यं स्त्रैणस्यनपवित्रता ।५।

टीका.—घरमां हमेश रहेनाराने विद्या मळवानी नथी. जे हमेश मांस खाय छे तेने दया आववानी नथी. जे द्रव्यनो लोभी छे ते कोई दहाडो खरूं बोलशे नही ने जे स्त्रैण एटले स्त्रीओनो समुदाय तेने स्वच्छता कंई आववानी नथी. ५

दुर्जनःखलुसाधुतामुपैति बहुप्रकारैःपरिसेव्यमानः ।

आमुलसिक्तःपयसाघृते ननिंबवृक्षोमधुरत्वमेति।६।

टीक.—दुर्जनने घणा प्रकारथी उपदेश कीधो होय तो ते साधु पणाने पामे पण लींबडानुं झाड मूळ (मूळीआं) थी ते अग्रसुधी दुध वडे पखाळ्यो होय तो पण कोई दहाडो तेनामां मीठाश आवनार नथी. ६

अंतर्गतमलोदुष्ट स्तीर्थस्नानशतैरपी।

अशुद्धंतियथाभांडं सुरायादाहितंचसत।७।

टीका.—जेना अंतःकरणमां पाप छे ते दुष्ट हजारो तीर्थमां नाह्यार्थी शुद्ध थतो नथी.जेम दारुनुं वासण अग्निमां बाळ्युं होय तो पण शुद्ध थतुं नथी तेम. ७

नवेतियोयस्यगुणप्रकर्षं सतंसदानिंदति

नात्रचित्रम। यथाकिरातीकरिकुंभलब्धं

मुक्ताफलंत्यज्यबिभर्तिगुंजां।८।

टीका.—जे जेना गुणनुं प्राक्रम जाणतो नथी ते तेने हमेश दे छे. एमां कांई आश्चर्य मानवुं नही. ए विशे एम कहेवाय छे के जेम वनमांना कोळीनी स्त्री अज्ञानथी हाथीना गंडस्थळमांना प्राप्त थएला मुक्ताफळनो त्याग करे छे ने चणोठीनां घरेणां पेहेरे छे तेम. ८

यस्तुसंवत्सरंपूर्णं नित्यंमौनेनभुंजति।

युगकोटिसहस्त्रंतु स्वर्गलोकेमहियते।९।

टीका.—जे माणस एक आखा वरससुधी मौन धरीने एटले कंई पण बोल्या वगर जमे छे ते हजार करोड जुग सुधी स्वर्ग लोकमां सत्कार पामे छे, एटले देव तेनी पुजा करे छे. ९

कामंक्रोधंतथालोभं स्वादृश्रृंगारकौतुके ।
अतिनिद्राऽतिसेवाच विद्यार्थिह्यष्टवर्जयेत ।१०।

ટીકા.—કામ એટલે વિષય, ક્રોધ, લોભ, સ્વાદુ એટલેગ
ળ્યું શ્રૃંગાર કૌતુક એટલે ચમત્કાર. નિદ્રા સેવા એટલે ચાક
રી આ આઠને વિશે વિદ્યા ભણનારાએ ઘણું સેવનનો ત્યાગ
કરવો.પોતાના દેહનો નિર્વાહ થાય તેટલાં સોસવાં. ૧૦

अकृष्टफलमूलादौ वनवासरतसदा ।
कुरुतेऽरहःश्राद्धं ऋषिर्विप्रःसउच्यते ।११।

ટીકા.—ખેડ્યા વગર ઉપજેલાં ફળ, મૂળઆદિને હમેશ
વનમાંજ રહે છે અને તેજ વડે નિત્ય શ્રદ્ધાદીક કર્મો કરે
છે તે બ્રાહ્મણ રૂષી જેવા જાણવો. ૧૧

एकाहारेणसंतुष्टःषट्कर्मनिरतःसदा ॥
ऋतुकालाभिगामीच सविप्रोद्विजउच्यते ।१२।

ટીકા.—એકવાર જમીને હમેશ સંતોષી રહે છે યજનાદી
છ કર્મો હમેશ બરાબર કરે છે. રૂતુ પ્રાપ્ત થયો હોય તેજ વ-
ખતે સ્ત્રીસંગ કરે છે એવા જે બ્રાહ્મણ તેને દ્વીજ કહેવો.૧૨

लौकिकेकर्मणिरतः पशूनांपरिपालकः ।
वाणिज्यकृषिकर्त्ताच सविप्रोवैश्यउच्यते १३

ટીકા.—પોતાના કર્મો વિશે કીર્તીનું રક્ષણ કરવાને જે હ
મેશ યત્ન કરે છે. ને જે જનાવરોનું પાલન કરે છે, તેમજ
વાણીઆ વટુને ખેડવા વગેરેના કામો કરે છે, તે બ્રાહ્મણ
ને વૈશ્ય કહેવો. ૧૩

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम ।
विक्रीतामद्यमांसानां सविप्रःशूद्रउच्यते ।१४।

टीका.—લાખનાં પદાર્થો તેલ નીલી કસુંબના ફુલ વેચનારો, મધ ઘી ને માંસ એટલાં વિક્રીય કરનારો બ્રાહ્મણ શુદ્ર જાણવો. ૧૪

परकार्यविहंताच दांभिकःस्वार्थसाधकः ।
छलद्वेषीमृदुःक्रूरो विप्रोमार्जारउच्यते ।१५।

टीका.—બીજાના કાર્યનો નાશ કરનારો ઢોંગી પોતાનોજ અર્થ સાધનારો કપટ વડે દ્વેશ કરનારો બહારથી નમ્રને અંદરથી ક્રૂર જે બ્રાહ્મણ તે બીલાડી જેવો કહેવાય છે. ૧૫

वापीकूपतडागा नारामसुरवेश्मनाम
उच्छेदनेनिराशंकः सविप्रोम्लेच्छउच्यते ।१६।

टीका.—વાવ્ય, કુવો, તળાવ, બાગ, બગીચા દેવનાં મંદીર એટલાનો નાશ કરવાને જે આંચો પાછો થતો નથી તે બ્રાહ્મણ મ્લેચ્છ જાણવો. ૧૬

देवद्विजद्रव्यहर्ता परदाराभिमर्शनः
निर्वहेत्सर्वभूतेषु विप्रश्चांडालउच्यते ।१७।

टीका.—દેવનું દ્રવ્ય, બ્રાહ્મણનું દ્રવ્ય લઈ જનાર અને પરસ્ત્રીનું મર્દન કરનાર બધી ચીજોને વિશે કંઈ શંકા ન લાવતાં દેહનો નિર્વાહ કરે તે બ્રાહ્મણ ચાંડાળ કહેવો. ૧૭

देयंभोजधनंधनंसुकृतिभिर्नोसंचितव्यंकदा
श्रीकर्णस्यबलेश्चविक्रमपतेरद्यापिकीर्तिस्थिता

अस्माकंमधुदानभोगरहितंनष्टंचिरात्संचितं
निर्वाणादपिपाणिपाद युगुलंघर्षंत्यहोमक्षिका ।१८।

ટીકા.—હે માણસો પુન્યવાન માણસોએ તુચ્છ દ્રવ્ય ગરીબોને આપવું. કોઈ દહાડો તેનો સંગ્રહ કરવો નહી. સંગ્રહ કીધાવગર દાનજ જેમણે કીધું છે, એવા બળીરાજા કર્ણ વિક્રમરાજા એમની કીર્તિ હજુસુધી છે. દાન કે ભોગ કીધા વગર ઘણા કાળ સુધી સંગ્રહ કરીને એકઠું કીધેલું મધુ (મધ) નાશ પામ્યું છે. વાસ્તે જુઓ કેટલું એ આશ્ચર્ય છે કે આપણી માંખીઓ હજુસુધી હાથ પગ ઘસેછે. ૧૮

इति वृद्धचाणाक्ये नीति ग्रंथे ११ मोऽध्यायसमाप्त

---

## अध्याय १२ मो.

सानंदंसदनंसुतास्तुसुधीयःकांतामृदुभाषिणी
इच्छापूर्णधनंस्वयोषितिरतिःस्वाज्ञापराःसेवकाः
आतिथ्यंशिवपूजनंप्रतिदिनंमिष्टान्नपानेगृहे
साधोःसंगमुपासतेचसततंधन्योगृहस्थाश्रमः ।१।

ટીકા.—આ લોકમાં જેનું ઘર હમેશ આનંદ યુક્ત છે. જેનાં છોકરાં બુદ્ધિવાળાં છે, સ્ત્રી મીઠું ભાષણ કરનારી છે. પોતાની ઇચ્છા પુરી થાય એટલું ધન જેને અનું કુળ છે. પોતાની સ્ત્રી ઉપર જેની પ્રીતી છે સેવક લોકો જેની આજ્ઞા પાળે છે, જેને ઘેર હમેશ અતીથીનું પુજન થાય છે, મહાદેવની પુજા અને મીષ્ટાનપાન જેને હમેશ પ્રાપ્ત થાય

છે, અને સાધુના સંગની જે હમેશ ઇચ્છા કરે છે તેનો ગૃહસ્થાશ્રમ ધન્ય છે. ૧

**आर्त्तेषुविप्रेषुदयान्वितश्चयः श्रद्धयास्वल्पमुपैति दानम ॥ अनंतपारंसमुपैतिराजन यद्दियतेतन्नल भेद्विजेभ्यः ॥२॥**

ટીકા.—બ્રાહ્મણને દરીદ્ર આવ્યું હોય તે વખતે તેના ઉપર દયા ઉત્પન્ન થઇને ભક્તિ વડે જે થોડું ધન તેને આપે છે તે ધન અનંત થઇને આપનારને પ્રાપ્ત થાય છે, વાસ્તે હે રાજા સત્પાત્રને વિષે આપેલું હોય તેટલુંજ પ્રાપ્ત થતું નથી. પરંતુ અનંત થઇને પ્રાપ્ત થાય છે. ૨

**दाक्षिण्यंस्वजनेदया परजनेशाठ्यंसदादुर्जने ॥**

**प्रितिःसाधुजनेस्मयः खलजनेविद्वजनेचार्जयम**

**शौर्यंशत्रुजनेक्षमा गुरूजनेनारिजनेधुर्तता ॥**

**इत्थंयपुरुषाःकला सुकुशलास्तेष्वेवलोकस्थितिः ।३।**

ટીકા.—પોતાના માણસોને વિશે સાવધ પણું અને બીજા માણસોને વિશે દયા દુર્જન માણસોને વિશે શઠપણું સાધુજન ઉપર પ્રીતિ ખળજન ઉપર ગર્વ વિદ્વાન માણસ વિશે સિધાપણું શત્રુને વિશે શુરા પણું ગુરૂને વિશે સહન કરવું સ્ત્રીઓને વિશે ચપળતા આ પ્રમાણે જે માણસ સાવધ રહે છે તે આ જગતમાં સારી સ્થીતિ પામે છે. ૩

**हस्तौदाननिवर्तितौश्रुति पुटौसारस्वतद्रोहिणौ**

**नेत्रेसाधुविलोकने नरहितपादौनतिर्थंगतौ**

**अन्यायार्जितसविंत्त पूर्णमुदरंगर्वेणतुंराशिरो**

**अन्यायार्जितवित्तपूर्ण मुदरंगर्वेणतुंगंशिरो**

**रेरेजंबुकमुंचमुंचसहसा नीचस्यनिंद्यंवपुः ॥४॥**

टीका.—અરે શિયાળ જે માણસોને હાથે કોઈ દહાડો દાન થયુ નથી, જેના કાન વિદ્યાના દ્રોહી એટલે કોઈ દહાડો તેમણે વિદ્યા સાંભળી નથી, જેમની આંખ્યો એ કોઈ દહાડો સાધુનું દર્શન લીધું નથી, જેના પગ કોઈ દહાડો જાત્રા કરવાને ગયા નથી, કેવળ અન્યાયથી એકઠાં કીધેલાં દ્રવ્યનો પોતાનું ગુજરાન ચલાવે છે. ગર્વથી જે માણસનું મુસ્તક હમેશ ઊચુને ઊંચુજ રહે છે. એવા નીચ માણસનું નિંદ્ય શરીરનો જલદીથી ત્યાગ કર ભક્ષણ કરીશ નહી. જો ખાહશ તો તને પણ દોશ લાગશે. ૪

**येषांश्रीमद्यशोदासुतपद कमलेनास्तीभक्तिर्नराणां**

**येषांमाभीरकन्याप्रियगुण कथनेनानुरक्तारसज्ञा**

**येषांश्रीकृष्णलीलाललीन रसकथासादरैनैवकर्णौ**

**धिक्तानधिक्तानधिगेनां कथयतिसततंकिर्तनस्थो मृदंग ॥५॥**

टीका.—શ્રી જસોદાના પુત્રના ચરણકમળ ઉપર જે માણસની ભક્તિ નથી, ગોવાળીઆની કંન્યાઓને પ્રીય જે શ્રીકૃષ્ન ભગવાન તેના ગુણ જેની જીભ ગાતી નથી, શ્રીકૃષ્ણની મનોહર લીલા કથાને જેના કાન શ્રવણ કરતા નથી તેના જીવતરને ધીકધીક છે એવું કીર્તન માનો મૃદંગ બોલે છે. ૫

**पत्रंनैवयदाकरीरविटपे दोषोवसंतस्यकिं ॥**

**नोलुकोप्यवलोकतेयदि दिवासुर्यस्यकिंदूषणम**

वर्षा नैव पतंति चातक मुखे मेघस्य किं दूषणं
यत्पूर्वं विधिना ललाट लिखितं तन्मार्जितुं कः क्षम॥६।

ટીકા.—કરી નામના ઝાડને પાંદડાં આવતાં નથી એમાં વસંત રૂતુનો શો દોષ છે, ધુવડ દહાડે દેખી શકતું નથી એ-માં સુરેસુનો શો દોષ છે, ચાતક પક્ષીના મોહોમાં વરસાદનાં ટીપાં પડતાં નથી. એમાં મેઘનો શો દોષ છે, કંઈ નથી. જે આપણા કપાળ ઉપર બ્રહ્માએ લખેલું હોય છે તે અન્ય-થા કરવાને કોણ સમર્થ છે, કોઈ નથી, જેવાં કર્મ કીધાં હો ય તેવાં ફળ ભોગવવાનાં આપણનેજ છે. ૬

सत्संगा द्भवंति साधुता खलानां साधुनां न
हि खल संगमात खलत्वम आमोदं कुसुम भवं
मृदेव धत्ते मृद्गंधं नहि कुसुमानि धारयंति ॥७॥

ટીકા.—દુર્જન માણસો સાધુના સમાગમથી સાધુપણાને પામે છે. પણ સાધુઓ દુર્જનના સમાગમથી દુર્જન પણાને પામતા નથી. જેમ ફુલ ભોંય ઉપર પડ્યું હોય તો તેની શુગંધી માટીજ ધારણ કરે છે, પણ માટીના ગંધને ફુલો ધારણ કરતાં નથી, તેમ સાધુ દુર્જનની સોબતથી પોતાના ગુણનો ત્યાગ કરતા નથી. ૭

साधुनां दर्शनं पुण्यं तीर्थ भूता हि साधवः ॥
कालेन फलते तीर्थं सद्यः साधु समागमः ॥८॥

ટીકા.—સાધુનું દર્શનજ પુણ્ય કારક છે, કેમકે સાધુએ સાક્ષાત તીર્થ રૂપજ છે. તીર્થ પુણ્ય આપનારાં છે ખરાં પણ તે કેટલા એક વખત પછી આપે છે પરંતુ સાધુનો સમાગમ તરતજ ફળ આપનારો છે. ૮

विप्राऽस्मिन्नगरेमहान कथयतांतालद्रुमाणांगण:
कोशतारज्ञकोददाति वसनंप्रातर्गृहीत्वानिशि
कोदक्ष:परदारवित्त हरणेसर्वोपिदक्षोजन:
कस्माज्जीवसिहेसखे विषकृमिन्यायेनजीवाम्यहम ९

ટીકા.—કોઈ એક વટેમાર્ગુ ગામમાંના બ્રાહ્મણને પુછે છે કે હે બ્રાહ્મણ આ શેહેરમાં મોટું કોણ છે તે કહે? તેણે કહ્યું કે આ શેહેરમાં તાડનાં ઝાડ મોટાં છે એમ સાંભળીને ફરીથી પુછે છે કે દાતાર કોણ છે, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે સવારે લઇને સાંજે પાછાં કપડાં આપે એવા દાતાર ધોબી છે; ફરિથી પુછ્યુ કે દક્ષ એટલે હોશિયાર કોણ છે, બ્રાહ્મણ કહે છે બીજી સ્ત્રીને ધન લઈ જવાને બધાજ હોશિયાર છે; એમ સાંભળીને તે ફરીથી પુછે છે કે, એવા શેહેરમાં તું કેમ જીવે છે. ત્યારે બ્રાહ્મણે કહ્યુ કે વિષમાંનો જીવ વિષમાંજ રહે છે.તેજ પ્રમાણેહું આ શેહેરમાં રહું છું. ૯

नविप्रपादोदककर्दमानिन वेदशास्त्रध्वनिगर्जितानि
स्वाहास्वधाकारविवर्जितानी श्मशानतुल्यानी
गृहाणितानि ॥१०॥

ટીકા.—બ્રાહ્મણોના ચર્ણોદકનો કાદવ જ્યાં નથી, વેદશાસ્ત્રની ગર્જના જ્યાં સંભળાતી નથી, પિતૃ કર્મ એટલે શ્રાધ તર્પણાદિ યજ્ઞ નૈવેદ્યાદી કર્મો જે ઘરમાં થતાં નથી તે ઘર શ્મશાન જેવાં જાણવાં. ૧૦

सत्यंमातापिताज्ञानं धर्मोभ्राातादयासखे ॥
शांति:पत्निक्षमापुत्रो षडेतेममबांधवा: ॥११॥

ટીકા.—સંસારી માણુસ જ્ઞાનીને પોતાના જેવો માનીને પુછે છે કે તારાં મા બાપ ભાઈ બેહેનો વિગેરે કોણ કોણ છે તે કહે ત્યારે જ્ઞાની કહે છે કે સત્ય એટલે સાચું બોલવું એજ મારી મા છે, જ્ઞાન એટલે પરમાર્થ એજ મારો બાપ છે, ધર્મ એજ ભાઈ છે દયા એજ બેહેન છે, શાંતી એજ સ્ત્રી છે. ક્ષમા એટલે માફ કરવું એ મારો પુત્ર છે. એ પ્રકારનો મારો ભાઈ બાંધવનો જથો છે. ૧૧

अनित्यानिशरिराणि विभवोनैपशाश्वत: ॥
नित्यंसन्निहितोमृत्यु: कर्तव्योधर्मसंग्रह: ॥१२॥

ટીકા.—હે પ્રાણીઆ આ સંસારમાં આવીને અજ્ઞાનથી આલના અધ્યાસ વડે જે શરિરને અમર માને છે તે શરિર અને આ બધો પૈસો ચંચળ છે એમ નકી સમજ, અને મૃત્યુ એ હમેશ તારી પાસેજ રહે છે, તેનું ભય મનમાં રાખીને આ લોકમાં કીર્તિ આપનારો અને પરલોકમાં સુખ આપનારો એવો જે ધર્મ તેનો તું સંગ્રહ કર. ૧૨

आमंत्रणोत्सवाविप्र गावोनवतृणोत्सवा ॥
पत्युत्साहयुतानार्यं अहंकृष्णरणोत्सव ॥१३॥

ટીકા.—અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનને પુછે છે હે કૃષ્ણજી જેમ બ્રાહ્મણ આમંત્રણ એટલે લોકોને ઘેર જમવા જવાથી ઘણો આનંદ પામે છે, ગાય નવા ઘાસથી આનંદ પામે છે, સ્ત્રીઓ વરને વીશે આનંદ યુક્ત હોય છે તેજ પ્રમાણે હે કૃષ્ણજી હું લઢવાને વાસ્તે આનંદ પામુછું. ૧૩

मातृवतपरदारांश्च परद्रव्याणिलोष्टवत ॥
आत्मवतसर्वभूतानिय: पश्यतिसपश्यति. ॥१४॥

ટીકા.—બીજી સ્ત્રીઓને જેઓ મા પ્રમાણે જુએ છે. બાજાના પૈસાને માટી જેવા જાણે છે, બધા પ્રાણીમાત્રને પોતાના જેવા જુએ છે, તેજ માણસ જુએ છે અન્યથા એટલેઉલટી નજરથી જેજુએછે તે જ્ઞાનાંધછે એમસમજવું ૧૪

धर्मेतनारतामुखे मधुरतादानेसमुत्साह ॥
मित्रेऽवंचनतागुरौ विनयताचित्तेऽतिगंभिरता
आचारेशुचितागुणे रशिकताशास्त्रेषुविज्ञानता ॥
रुपेसुंदरताशिवेभजनतात्वय्यस्तिभोराघव ॥१५॥

ટીકા.—હે રાઘવ રામચંદ્રજી ધર્મને વિશે દ્રઢતા મુખને વિશે મિઠાશ એટલે મીઠું ભાષણ, દાનને વિશે હરખ, મીત્રને વિશે સાચાઈ, ગુરૂને વિશે નમ્ર પણું. મનને વિશે ગંભીર પણું, આચારને વિશે ચોખાઈ, ગુણને વિશે રસિકપણું, શાસ્ત્રને વિશે અનુભવતા, રૂપને વિશે ખુબસુરતાઈ અને મહાદેવજીને વિશે ભજન આ ગુણ કેવળ તારા માટે રહે છે, આ બધાગુણજોમાણસમાંહોયતોતારીયોગ્યતાને પામે.

काष्टंकल्पतरुःसुमेरुचल श्चिंतामणिःप्रस्तरःसुर्य
स्तीव्रकरःशशीक्षयकरः क्षारोहिवारांनिधि.कामो
भृतनुर्वलिर्दितिसुतो नित्यंपशुःकामगोनैता ॥
स्त्वैतुलयामिभोरघुपते कस्योपमादियते ॥१६॥

ટીકા.—કલ્પવૃક્ષ એટલે ઈછીત આપનારૂં ઝાડ આપણા મનોર્થ પૂર્ણ કરશે, ખરાપણ તે કાષ્ટ રૂપ (લાકડું) છે, મેરૂ સોનાનો છે ખરો પણ તે સ્થિર છે, ચીંતામણી બધાં રત્નોમાં શ્રેષ્ટ છે ખરો પણ તે પાશાણ રૂપ (પથરો) છે,

સઘળે ઠેકાણે પ્રકાશ કરનારો સુર્ય છે પણ તેના કીરણ અ- સરકારક એટલે ગરમ છે ચંદ્રમા શાંતિકરનારો છે ખરો પણ તે કળાઓ દરેક મહીને ઓછી થતી જાય છે. દરિયા અનંત અપારો છે પણ તે ખારૂ પાણી છે, કામ દેવનું રૂપ ઘણુંજ સારૂ છે ખરૂ પણ તેને દેહ નથી. બળીરાજા મોટો દાતાર હતો ખરો પણ તે રાક્ષસ હતો, પશું એટલે માહાદેવજીનો પોઠી બળવાન શ્રેષ્ઠ છે ખરો પરંતુ તે પોતા- ની મરજી પ્રમાણે ચાલનારો છે, આ ઉપર કહેલાં દરેક જણ એક એક દોષ વાળા છે વાસ્તે હે રામચંદ્રજી તારી બરોબરી કોઈ કરનાર નથી, ત્યારે તને કોની ઉપમા આપી- એ, કોઈજ તારી યોગ્યતાને પહોચી શકતા નથી. ૧૬

विद्यामित्रंप्रवासेच भार्यामित्रंगृहेषुच ॥
व्याधिस्थस्यौषधंमित्रं धर्मोमित्रंमृतस्यच ॥१७॥

ટીકા.—મુસાફરીમાં વિદ્યા મિત્ર છે એટલે તે મિત્ર પ્ર- માણે આપણું હીત કરે છે, ઘરને વિશે સ્ત્રી મિત્ર છે, જે માંદુ હોય તેને ઓષડ મિત્ર છે, જે મરીજાય છે તેને પ- રલોકમાં હીત કરનાર મિત્ર ધર્મજ છે. ૧૭

विनयंराजपुत्रेभ्यः पंडितेभ्यःसुभाषितम ॥
अनृतंद्युतंकारेभ्यः स्त्रीभ्यःशिक्षेतकैतवम ॥१८॥

ટીકા.—નમ્રતા કોને વિશે કેમ રાખવી તે રાજ્ય પુત્ર પાં- સેથી શીખવી, કેમકે નહાન પણાથી તેને તે અભ્યાસ હોય છે સારૂ ભાષણ કરવું એ પંડિત પાસેથી સીખવું, સોગટાં બાજી રમનારા પાસેથી જુઠું બોલવાનું શીખવું, કપટ કેમ કરવું તે કુટણી સ્ત્રીપાસેથી શીખવું. ૧૮

अनालोक्यव्ययंकर्त्ता अनाथकलहप्रियः ॥
आतुरःसर्वक्षेत्रेषुनरः शीघ्रंविनश्यति ॥१९॥

ટીકા.—પોતાની શક્તિ ન જોતાં આવક કરતાં વધારે ખરચ કરનારો, અને અનાથ ગરીબની સાથે કજીઓ કરનારો બધી જાતીની સ્ત્રીઓ સાથે ભોગ કરવાને ઇચ્છનારો માણસ જલદીથીજ નાશ પામશે. ૧૯

नाहारंचिंतयेतप्राज्ञो धर्ममेकंहिचिंतयेत
आहारोहिमनुष्याणां जन्मनासहजायते ॥२०॥

ટીકા.—બુદ્ધિવાન માણસે મને કેમ ખાવાને મળશે એની કાળજી રાખવી નહીં, પણ મને પરમેશ્વરે મોટી કૃપાથી માણસના દેહમાં ઉત્પન્ન કીધો છે તેથી ઇશ્વરને સંતોષ પમાડનારો ધર્મ મારાથી કેમ કરાય તેની કાળજી કરવી. માણસને ખાવાનું તે જન્મે છે ત્યારનુંજ તેની સાથે ઉત્પન્ન કીધેલું હોય છે, વાસ્તે માણસે તેને વાસ્તે કાળજી કરવી એ અર્થ છે. ૨૦

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणे तथा ॥
आहारेव्यवहारेच त्यक्तलज्जःसुखीभवेत ॥२१

ટીકા.—પૈશા, ધાન્ય એકઠાં કરવાના ઉપાયો વિશે તેમજ વિદ્યાના સંગ્રહ વિશે ભોજનને વિશે તે વેહેવારને વિશે જે લાજ છોડી દેશે તેજ સુખી થશે. ૨૧

जलबिंदुनिपातेन क्रमयशःपूर्यतेघटः ॥
सहेतुःसर्वविद्यानां धर्मस्यचधनस्यच ॥२२॥

ટીકા.—એક એક ટીપે કરીને અનુક્રમથી ઘડો ભરાયછે

બધી વિદ્યા અને ધર્મ તેમજ પૈસા પૂર્ણ થવાનો હેતુ જેમ પાણીના ટીપા વડે ઘડો ભરાય છે તેજ પ્રમાણે ઘડીએ ઘડીએ વિદ્યાભ્યાસ કીધાથી તે વિદ્યા પૂર્ણ થાય છે થોડો થોડો ધર્મ કીધો હોય છે તો પણ તે વૃદ્ધિ પામે છે તેમજ પૈસા થોડો થોડો એકઠો કીધો હોય તો તે ઘણો થાય છે. દરેક વસ્તુ એકદમ ઘણી થતી નથી. ૨૨

वयसांपरिणामेपियः खलःखलएवस ॥

सुपक्वमपिमाधुर्यं नोपयातोद्रवारुणम॥२३॥

ટીકા.—આવરદાનો પરિણામ થયો હોય એટલે મરવાનો વખત પાસે આવ્યો હોય ત્યારે જે મૂર્ખ હોય તેને મૂર્ખજ રહે છે તેની મૂર્ખાઈ જતી નથી. એ વિશે એક દાખલો એ છે કે ફળ સારૂ પાકેલું હોય તો પણ તે મીઠાશને પામતું નથી. વાસ્તે જેનો જેવો સ્વભાવ હોય તે ઘણા કાળ સુધી જતો નથી. ૨૩

इति वृद्धचाणाक्ये नितिग्रंथे द्वादशमो ध्याय समाप्तः

---

## अध्याय १३ मो.

मुहूर्त्तमपिजीवेतनरः शुक्लेनकर्मणा ॥

नकल्पमपोकष्टेन लोकद्वयविरोधिना ॥१॥

ટીકા.—માણસ સારા કામથી એક પળ પણ જીવેતો તેનું તેટલુંજ જીવવું શ્રેષ્ટછે. અને લોકોનો નાશ કરનારા એવાં નીચ કર્મ કરીને એક જુગલગી જીવે તો પણ તેનું જીવતર વ્યર્થછે. ૧

गतेशोकोनकर्तव्यो भविष्यंनैवचिंतयेत ॥

वर्तमानेनकालेन प्रवर्त्ततेविचक्षणा ॥२॥

टीका.—कोईपण वस्तुनो नाश थयो होय त्यारे तेनो शोक करवो नही आगळ प्राप्त थनारी वस्तुनुं पण चींतन नहीं. ज्ञाता माणसो जे वख्ते जे प्राप्त थायछे तेथीज संतोष पामीने रहेछे. २

स्वभावेनहितष्यंति देवासतपुरुषाःपिता ॥

ज्ञातयःस्नानपानाभ्यां वाक्यदानेनपंडिता ॥३॥

टीका.—देव, साधु, बाप आ त्रण पुरुशना स्वभावथी संतोष पामेछे. आपणी नातना माणुस्नानपान वगेरे वडे संतोष पामेछे. पंडित सारु बोलवाथी संतोष पामेछे. ३

आयुःकर्मचवितंच विद्यानिधनमेव ॥

पंचैतानीचसृज्यंते गर्भस्थस्यैवदेहिनः ॥४॥

टीका.—जीव माताना गर्भमां होयछे त्यारेज तेनी आवरदा ते शाशा कामो करशे, तेने केटलो पैशो मळशे ने तेने केटली विद्या आवडशे, अने तेमज तेनुं मरण ए ब्रह्मा तेना कपाळ उपर लखेछे, तेप्रमाणेज आपांच तेनेमळेछे. ४

अहोवतविचित्राणि चरितानिमहात्मनाम ॥

लक्ष्मीतृणायमन्यंते तद्भारेणनमंत्तिच ॥५॥

टीका.—आहा! केटलुं आश्चर्यछे. साधु लोकोनां चरित्रो घणां विचित्रोछे, केम एम पुछशो तो लक्ष्मी जेने मोटा ब्रह्मादी रुषीओ इच्छेछे. तेने साधु लोको घास जेवी मानेछे. ने प्राप्त थई होयतो तेना भारवडे नमीजायछे. ५

यस्यस्नेहोभयंतस्य स्नेहोदुःखस्वभाजनम ॥
स्नेहमूलानीदुःखानी तानित्यक्त्वावसेतसुखम ॥६॥

ટીકા.—જે માણસ કુટુંબ ઉપર સ્નેહ રાખે છે, તેને તેમની પાસેથી ભય અને દુઃખ મળે છે, કેમકે સર્વ દુઃખોનું મૂળ સ્નેહજ છે તે દુઃખોનો જેણે ત્યાગ કીધોછે તેઓ સુખ પામેછે, ૬

अनागतविधाताच प्रत्युत्पन्नमतिस्तथा ॥
द्वावेतौसुखमेधेते यद्भविष्योविनस्यति ॥७॥

ટીકા.—જે માણસ દુઃખાદીક આવશે તેની પહેલાંજ જાઈને તેની સામે ઉપાય કરેછે તે અને દુઃખ પ્રાપ્ત થયું હોય કે તરેતજ તેના નાશને વાસ્તે પોતાની બુદ્ધિથી ઉદ્યોગ કરેછે તે, આ બેજણ સુખ પામેછે. તે જે પોતાના નશીબ ઉપર આધાર રાખીને બેશી રહેછે તે નાશ પામેછે. ૭

राज्ञिधर्मिणिधर्मिष्टा पापेपापाःसमेसमाः ॥
राजानमनुवर्त्तंते यथाराजातथाप्रजाः ॥८॥

ટીકા.—રાજા જો પોતાનો ધર્મ બરાબર પામેતો પ્રજા પણ પોતાનો ધર્મ બરાબર પાળેછે. રાજા પાપી હોયતો તે પણ પાપી થાયછે. રાજાસમ એટલે ધર્માધર્મ પક્ષપાત વગરનો હોયતો પ્રજાપણ તેવીજ થાયછે. વાસ્તે રાજા જેમ થશે તેજ પ્રમાણે પ્રજા થશે. ૮

जीवंतंमृतवन्मन्ये देहिनंधर्मवर्जितम ॥
मृतोधर्मेणसंयुक्तो दीर्घजीवीनसंशयः ॥९॥

ટીકા.—કોઈએક ડાહ્યો માણસ કહેછે કે જે કોઇ દહા-

કો કંઈ ધર્મ કરતો નથી તે જીવતો છે તોપણ મરીગએલો હું માનુંછું ને જે ધર્મ બરાબર પાળનારો મરીગએલો હોય તોપણ તે ચીરંજીવીછે. એવું હું માનુંછું એમાં કાંઈ સંસય નથી એનું કારણ એ છે કે પેલા ધર્મ કરનારની ધર્મ કર્તિ જ્યાંહાં સુધી આ દુનીયામાં રહેછે. ત્યાં સુધી તે જીવતોજછે.

**धर्मार्थकाममोक्षाणं यस्यकोऽपिनविद्यते ॥**
**अजागलस्तनस्येव तस्यजन्मनिरर्थकम ॥१०॥**

ટીકા.—ધર્મ અર્થ કામને મોક્ષ એ ચ્યારમાંનું એકે જેને નથી તેનું જન્મ બકરીના ગળા આગળનાં સ્તનો જેવુંછે.૧૦

**दह्यमानाःसुतीव्रेण नीचाःपरयशोऽग्निना ॥**
**अशक्तास्तत्पदंगंतु ततोनिंदांप्रकुर्वते ॥११॥**

ટીકા.—નીચ માણસો બીજાના યશને જોઇને તે યશ રૂપ અગ્નિવડે હમેશ સંતાપવાળા હોયછે બળેછે અને તેની બરાબરી કરવાને ઇચ્છેછે. પણ તેમ કરવાને શક્તીવાન નહોવાથી નિંદામાત્ર કરેછે. ૧૧

**बंधोयोविषयासक्तं मुक्तौनिर्विषयंमनः ॥**
**मनएवमनुष्याणां कारणंबंधमोक्षयोः ॥१२॥**

ટીકા.—વિષયમાં માણસોનાં જે ચીત્ત રમી રહેલાંછે તેજમાત્ર સંસારના બંધનને કારણછે ને તેજ ચીત્ત વિષય વગર થયું હોય તો તે મુક્તિનું કારણ થાયછે. વાસ્તે માણસ બંધનને મોક્ષનું કારણ મનજછે. ૧૨

**देहाभिमानेगलिते ज्ञानेनपरमात्मनि ॥**

यत्रयत्रमनोयाति तत्रतत्रसमाधयः ॥१३॥

टीका.—ज्ञानवडे आत्मा स्वरूपने विशे जे देहाभिमानछे तेनो नाश थये छतां आ जीवनुं मन जे जे ठेकाणे जायछे ते ते ठेकाणे समाधीनेज पामेछे. १३

इप्सितंमनसःसर्वं कस्यसंपद्यतेसुखम ॥ दैवाधीनंचयतःसर्वं तस्मात्संतोषमाश्रयेतः ॥१४॥

टीका.—मनने वहालुं सुखते बधुं बधाने मळतुं नथी केमके बधु सुख मळवुं ए नशीबना हाथमांछे जेना नशीबमां हशे तेनेज ते मळवानुं बीजाने मळवानुं नथी. हमेश संतोष राखवो के, जेथी नीरंतर सुखमळे. १४

यथाधेनुसहस्त्रेषु वत्सोगच्छतिमातरमः ॥ तथायच्चकृतंकर्म कर्त्तारमनुगच्छति ॥१५॥

टीका.—जेम हजारो गायोएकत्र उभी होय ने तेमां जेम वाछरु पोतानी पासेज जायछे तेम माणस जेवांकाम करेछे तेवांज ते पामेछे. १५

अनवस्थितकर्मकर्मवृत्त स्यनजनेनवनेसुख ॥ जनोदहतिससर्गात वनंसंगाववर्जनात ॥१६॥

टीका.—जेनुं वर्तन अव्यवस्थित एटले जेटलुं जोइए तेटलुं नथी तेने जनमां के वनमां सुख मळतुं नथी कारण के माणसनो संग एटले संबंध वडे ते बळी जाय छे. अने वनमां माणसनो संबंध न होवाथी ते बळे छे. वास्ते अनव्यवस्थीतने कंइए सुख नथी. १६

यथाखातात्खनित्रेण भूतलेवारिविंदति ॥

तथागुरुगतांविद्यां शुश्रुषुरधिगच्छति ॥१७॥

टीका.—ખોદનારો માણસ જેમ ખોદવાથી પૃથ્વીમાંના પાણીને પામે છે. તેમ શેવા કરનારો માણસ શેવા વડે ગુરૂમાંની વિદ્યાને પામે છે. ૧૭

कर्मायत्तंफलंपुंसां बुद्धिकर्मानुसारिणी ॥

तथापिसुधियश्चार्याः सुविचार्यैवकुर्वते ॥१८॥

टीका.—માણસને જે ફળ મળવાનાં હોય તે તેના નશીબ પ્રમાણે મળે છે, ને બુદ્ધિપણ પાક કર્મો વડે આગળ જેમ કામો થવાનાં છે તેજ પ્રમાણે થાય છે. પૂર્વ કર્મથી આડી કોઈ દહાડો બુદ્ધિ જવાની નથી. વાસ્તે ડાહ્યા માણસો જે કંઈ કર્મ કરવાનું હોય તે વિચાર કરીને કરે છે. ૧૮

संतोषस्त्रिषुकर्तव्य स्त्रीषुवैभोजनेधने ॥

त्रिषुचैवनकर्तव्योऽध्ययनेतपदानयोः ॥१९॥

टीका.—વિદ્વાન પુરૂષોને સ્ત્રી ભોજન અને ધન આ ત્રણ ઠેકાણે હમેશ સંતોષ રાખવો, પણ ભણવું તપ અને દાન આ ત્રણને ઠેકાણે કોઈ દહાડો સંતોષ માનવો નહી.૧૯

एकाक्षरप्रदातारं योगुरुर्नाभिवंदति ॥

श्वानयोशतंभूत्का चांडालेष्वभिजायते ॥२०॥

टीका.—એક અક્ષરનો ઉપદેશ કરનાર ગુરૂ તેને આ થોડો ઉપદેશ કરે છે, એવું માનીને નમસ્કાર નથી કરતો તે કુતરાની યોની ભોગવીને પછી ચાંડાળની યોની ભોગવેછે.૨૦

युगांतेचलतेमेरुःकल्पांतेसप्तसागराः ॥

साधवःप्रतिपन्नार्थां नचलंतिकदाचन ॥२१॥

टीका.—मेरु पर्वत ए अचळ खरो पण युग अंते ते चळवानो आत समुद्र पण कल्पांतने वखते चळवाना. पणसाधुए अंगीकार कीधेला अर्थ कोई दहाडो चळवानानथी
इतिवृद्धचाणाक्य नितिग्रंथे त्रयोदशो ध्यायसमाप्त.

---

## अध्याय १४ मो.

पृथिव्यांत्रीणिरत्नानि आपमन्नंसुभाषितम ॥
मूढैपाषाणखंडेषु रत्नंसंखाविधीयते ॥१॥

टीका.—आ पृथ्वीने विशे अंन, पाणी अने सारु मीठु बोलवुं आ त्रण रत्नो छे एमने छोडी देइने मूर्ख लोको पथ्थरना ककडाने आज रत्नो छे एवुं समजे छे. १

आत्मापराधवृक्षस्य फलान्येतानिदेहिनाम ॥
दारिद्र्यरोगदुःखानि बंधनंव्यसनानिच ॥२॥

टीका.—पोताना अपराध रुपी एक वृक्ष ते फळ दरिद्रता, रोग, दुख, बंधन अने संकटो माणसने आज देहमां प्राप्त थाय छे अने तेमांनां रहेलां फळ भोगववाने वास्ते बीजो देह लेवो पडे छे. २

पूनर्वित्तंपूनर्मित्र पूनर्भार्यापूनर्मही ॥
एततसर्वंपुनर्लभ्यं नसरीरंपुनःपुनः ॥३॥

टीका.—पैसा, मीत्र, स्त्रीतेज प्रमाणे मही एटले राज एटलां नाश पाम्यां होय तो फरीथी प्राप्त थशे पण आ शरिरनो नाश थयो होय तो ते पाछुं मळवानुं नथी वास्ते घणा यत्नथी तेनुं रक्षण करवुं. ३

वहुनांचैवसत्वानां समपायोगोपूंजयः ॥
वर्षधाराधरोमेघस्तृणै रपिनिवार्यते ॥४॥

ટીકા.—ઘણાં માણસો એકઠાં મળ્યાં હોય ત્યારે શત્રુને જીતવાને સમર્થ થાય છે. જેમ વરસાદની ધારાને ધારણ કરનારો મેઘ ઘાસ વડે આચ્છો કરાય છે. ૪

जलेतैलंखलेगुह्यं पात्रेदानंमनागपि ॥
प्राज्ञेशास्त्रंस्वयंयाति विस्तारंवस्तुशक्तित ॥५॥

ટીકા.—પાણીને વિશે તેલ, દુષ્ટ માણસને છાનું કહેવું, સત્પાત્રને વિશે થોડું પણ દાન, બુદ્ધિમાનને વિશે શાસ્ત્રનું જ્ઞાન એટલાં ઉપર કહેલે ઠેકાણે બરાબર મુક્યા હોય તો તે પોતાની મેળેજ ફેલાય છે. ૫

धर्माख्यानेस्मशानेच रोगीणांयामतिर्भवेत ॥
सासर्वदैवतिष्टेच्चे त्कोनमुच्येतबंधनात ॥६॥

ટીકા.—બીજા માણસોને ધર્મનો ઉપદેશ કરતી વખતે અને શમશાનમાં તેમજ રોગીને જેવી બુદ્ધિ થાય છે તેવી બુદ્ધિ જો હમેશ રેહેતો બંધનમાંથી કોણ છુટું થવાનું નથી.૬

उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवतियादृशी ॥
तादृशीयदीपर्वेस्या त्कस्यनस्यान्महोदयः ॥७॥

ટીકા.—કોઈ પણ ન કરવા લાયક કામ કીધા પછી પશ્ચાતાપ થઈને તેની જેવી સ્વચ્છ બુદ્ધિ થાય છે તેવી જો પેહેલેથીજ થઈ હોય તો કોનું કલ્યાણ થવાનું નથીથ ગુજ.૭

दानेतपसिशौर्येषा विज्ञानेविनयेनये ॥

त्विस्मयोनहीकर्तव्यो बहुरत्नावसुंधरा ॥८॥

टीका.—कोइए घणुं दान कीधुं होय तो तेना दान विशे कोइए घणुं तप कीधुं होय तो तेना तप विशे कोइनां घणां मोटां पराक्रम विशे कोइना घणा ज्ञानथी कोइनी घणी नम्रताथी अथवा कोइ नीति वाळो होय तेनी नीतिविशे कोइए अचंबो करवो नहीं. केमके आ पृथ्वी घणा मुल्यवगरना रत्नोथी भरेली छे. तेमां अचंबो करवा लायक कंइजि नथी.८

दूरस्थोपिनदूरस्थो योयस्यमनसिस्थितः ॥
योयस्यत्हृदयंनास्ति समीपस्थोऽपिदूरता ॥९॥

टीका.—जे माणस बीजानुं स्नेहथी हमेश चिंतन करे छे ते चिंतन करनारा माणसथी आघो छे एम न समजवुं. जे माणस बीजानुं स्नेहथी स्मरण पण करतो नथी ते माणस पासे छतां आघो छे एम समजवुं. ९

यस्मार्थप्रियमिच्छेत तस्यब्रुयात्सदाप्रियम् ॥
व्याधोमृगवधंगंतु गोतंगायतिसुस्वरम् ॥१०॥

टीका.—कोइ माणस बीजा पासेथी पोतानुं सारु थवाने इच्छे छे तेणे तेनी साथे सारुसारु बोलीने तेने मोहीत करवो. ने आपणुं सारु करावुं. दाखलो के पारधी हरणने मारवाने वास्ते तेने वाहालुं एवुं सुस्वर गायन करे छे ने पोतानुं वाहालुं मेळवे छे. १०

अत्यासन्नाविनाशाय दूरस्थानफलप्रदाः ॥
सेव्यतामध्यभागेन राजान्निर्गुरुस्त्रियः ॥११॥

टीका.—राजा, अग्नि, गुरु, स्त्री एमनी घणी सेवा

કીધી હોય તો તે નાશ કરે છે. ને તેમનાથી આઘા રહ્યા હઈએ તો તેઓ ફળ આપનારા થાય છે. તેમની સેવા કરવી તે મધ્યમ રીતે કરવી. એટલે અદુર સામીપ્યથી કરવી. એટલે નાશ ન કરતાં ફળ આપશે. ૧૧

अग्निरापःस्त्रियोमूर्खः सर्पोराजकुलानिच ॥
नित्यंयत्नेनसेव्यानि सद्यःप्राणहराणिषट् ॥१२॥

ટીકા.—અગ્નિ, પાણી, સ્ત્રી, મૂર્ખ, સાપ, રાજા એમનું સેવન યત્નથી હમેશ કરવું. આળસથી સેવન કીધું હોય તો તેજ વખત પ્રાણ લેનારા થાય છે. વાસ્તે એમની સાથે કોઈ દહાડો આળસથી રેહેવું નહીં. ૧૨

सजीवतिगुणायस्य यस्यधर्मःसजीवति ॥
गुणधर्मविहिनस्य जीवितंनिष्प्रयोजनम् ।१३।

ટીકા.—સઘળા ગુણથી ભરેલો એનો થોડા વખત સુધી જીવ ગયો હોય તો તે ચીરંજીવી છે એમ સમજવું. કેમકે તેના ગુણથી તેની કીર્તિ લોકોમાં ઘણા કાળસુધી રહે છે. ત્યારે તે કીર્તિ રૂપે જીવતોજ છે એમ સમજવું, અને હમેશ ધર્મ કરનારો મરી ગયો હોય તો પણ ધર્મ કીર્તિ રૂપે તે જીવતોજ છે એમ સમજવું. ને જેને ગુણ નથી તેમજ ધર્મ નથી તેનું જીવવું વ્યર્થ છે. તે જીવતો હોય તો પણ મુવા જેવો સમજવો. ૧૩

यदिच्छसिवशीकर्तुं जगदेकेनकर्मणा ॥
पुरापंचदशास्येभ्यो गांचरंतिनिवारय ॥१४॥

ટીકા.—હે માણસ જો તું એકજ કર્મવડે બહુાં જગતને

જીતવાને ઇચ્છતો હોય તો પેહેલાં દશ ઇંદ્રિય અને શબ્દાદી પાંચ વિશય એમનો મુખમાં અને ગો એટલે મન એને પેહેલાં દબાવી રાખ એટલે તેને બધું જગત વશ થશે. ૧૪

प्रस्तावसदृशंवाक्यं स्वभावसदृशंप्रियम् ॥
आत्मशक्तिसमंकोपं योजानातिसपंडितः ॥१५॥

ટીકા.—જે વખતે સભામાં જે વાત નીકળે તે ઉપર યોગ્ય ભાષણ કરવાને જે જાણે છે અને બ્રાહ્મણાદીનાં સ્વભાવને જે નીહાળીને તે પ્રમાણે જે કરવાને જે ગયો છે, તેમજ વખતેથોડોજ ક્રોધકરવાને જાણેછે તેજ ડાહ્યોકહેવો.૧૫

एकएवपदार्थस्तु त्रिधाभवतिवीक्षितः ॥
कुणपंकामिनीमांसं योगीभिःकामिभिःश्वभिः ।१६।

ટીકા.—એકજ દેહ ત્રણ પ્રકારનો દેખાય છે. તે કેવો છે તે કહીએ છીએ. યોગી લોકો દુર્ગંધીથી ભરેલા છે એવું જાણીને તે મરદા જેવું માને છે તેજ વિશઇ માણસો કામીની રૂપ ઘણું સુંદર મનાએ છે વાસ્તે એકજ વસ્તુ ઘણા પ્રકારથી અનુભવાય છે. ૧૬

सुसिद्धमौषधंधर्मं गृहच्छिद्रंचमैथुनम् ॥
कुभुक्तंकुश्रुतंचैव मतिमान्नप्रकाशयेत ॥१७॥

ટીકા.—પોતાને સારૂં થએલું ઓશડ, ધર્મ પોતાના ઘરમાં કંઇ પણ ઓછા—પણું હોય તે અને મૈથુનને પોતે જો કંઇ ન ખાધું હોય તો તેને નિંદા સાંભળ્યુ હોય તો તે બુદ્ધિમાન લોકોમાં પ્રસિદ્ધ કરવું નહીં. ૧૭

तावन्मौनेननीयंते कोकिलैश्चैववासरा ॥

**यावत्सर्वजनानंद दायिनीवाक्प्रवर्तते ॥१८॥**

ટીકા.—જ્યાં સુધી લોકોને આનંદ કરે એવી વાણી પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધી કોયલો મુગોજ રહે છે. તેજ પ્રમાણે કાંઇ એક કાર્યનો આરંભ કર્યો હોય ને તે કામ જ્યાં સુધી થયું નથી ત્યાંહાં સુધી લોકોમાં પ્રસિદ્ધ કરવું નહીં. સીદ્ધ થવા તે પહેલાં જો લોકોમાં કહ્યું હોય ને જો લોકોમાકહ્યું હોયને જોતે કામ નથાય તો તેને લોકોહસેછે. ૧૮

**धर्मंधनंचधान्यंच गुरोर्वचनमौषधम् ॥**

**सु गृहीतंचकर्तव्य मन्यथायोनजीवती ॥१९॥**

ટીકા. ધર્મ, પૈસો, ધાન્ય, ગુરૂનું વચન અને ઓશડ એ પાચ વસ્તુનું જેમ બને તેમ ગ્રહણ કરવું. ને જે ઉત્તમ પ્રકારનું ગ્રહણ ન કરશે તેનું કલ્યાણ થવાનું નથી. ૧૯

**त्यजदुर्जनसंसर्गं भजसाधुसमागमम् ॥**

**कुरुपुण्यमहोरात्रं स्मरनित्यमनित्यता ॥२०॥**

ટીકા.—કાંઇએક સાધુ માણુસ વિષયમાં આસકત થયેલાં માણસને જોઇને અને તેની ઉપર દયા લાવીને કહે છે. હે માણુસ તું ખરાબ માણુસનો સંગ છોડાદે ને સાધુનો સમાગમ કર. તેમજ રાતને દહાડો પુન્યનું આચરણ કર. ને નાશ પામનારા દેહવડે હમેશ આત્મરૂપ વસ્તુનું સ્મરણ કર. એટલે તાપ ત્રયમાંથી છુટો થઇશ. ૨૦

**इति वृद्धचाणाक्यनीति ग्रंथे चतुर्दशोऽध्यायसमाप्त**

# अध्याय १८ मो

यस्यचित्तंद्रवीभूतं कृपयासर्वजंतुषु ॥
तस्यज्ञाननमोक्षेण किंजटाभस्मलेपनैः ॥१॥

ટીકા.—જેનું ચીત્ત સર્વ માણસ ઉપર દયાવાળુંછે તેને જ્ઞાનવડે મોક્ષ મળેછે. જટા ધારણ કરવાથી તેમજ વિભૂતી લગાડવાથી શું થવાનુંછે. આતમ વસ્તુની પ્રાપ્તિ વિશે દરેક માણસ ઉપર દયા કરવી એજ એક સાધન છે.

एकमेवाक्षरंयस्तु गुरुःशिष्यंप्रबोधयेत् ॥
पृथिव्यांनास्तितद्द्रव्यं यद्दत्वाचांऽनृणीभवेत् ॥२॥

ટીકા.—જે ગુરૂ શિષ્યને એકજ અક્ષરનો ઉપદેશ કરેછે તે ગુરૂને દક્ષણા આપીને તેના રૂણમાંથી છુટા થવાને યો-ગ્ય ધન આ પૃથ્વી ઉપર દેખાતું નથી. ૨

खलानांकटकानांच द्विविधैवप्रतिक्रिया ॥
उपानमुखभंगोवा दूरतोवाविसर्जनम् ॥३॥

ટીકા.—દુર્જન અને કાંટા એમની પ્રતીક્રીયા એટલે નાશ કરવાની યુક્તિ બે પ્રકારનીછે ઉપાન (જોડા) વડે તેમના મુખનો ભંગ કરવો અથવા તેમનો ત્યાગ કરવો એ વગર ત્રીજો કોઈ પણ ઉપાય નથી. ૩

कुचैलिनंदंतमलोपधारिणं बह्वाशिनंनिष्ठुरभाषिणंच
सूर्योदयेचास्तमितेशयानंविमुंचतिश्रीर्यदिचक्रपाणिनं

ટીકા.—કુત્સિત એટલે મેલાં વસ્ત્ર પહેરનારો તેમજ દાંત ઉપર જેને મેલછે તેને ઘણું ખાનારો તેમજ નિષ્ટુર ભા-

ષણ કરનારાને સૂર્યના ઉગવાની ને આથમવાની વખતે સુ-
ઈ રેહેનારો તે જો કદાપી શ્રીકૃષ્ણજી હોય તોપણ તેનો લક્ષ્મી
ત્યાગ કરીને જતી રેહેછે. ૪

त्यजंतिमित्राणीधनैर्विहीनं दाराश्चभृत्याश्चसहृज्ज
नाश्च ॥ तेचार्थवंतंपुरुषाश्रयंते ह्यर्थोहिलोके
पुरुषस्यबंधुः ॥५॥

ટીકા.—જેની પાસે પૈસા નથી તેને મીત્ર, સ્ત્રી, ચાકર
તેમજ ભાઈબંધો છોડી જાયછે તેને પછીથી પૈસા મળે તો
પહેલાં જેઓ તેને છોડી ગયાછે તેઓ તેનો આશ્રય કરેછે
વાસ્તે આ દુનિયામાં પૈસોજ ભાઈ છે. પૈસાવગરનો જો
ભાઈ હોય તોપણ તે પારકો થઈ જાયછે. ૫

अन्यायोपार्जितंद्रव्यं दशवर्षाणितिष्टति ॥
प्राप्तेएकादशेवर्षे समुलंचविनश्यति ॥६॥

ટીકા.—અન્યાયથી એટલે અધર્મથી એકઠું કરેલું ધન
તેની પાસે દશવર્ષસુધી રેહેછે. અગીયારમું વરસ આવે એ-
ટલે તેણે ન્યાયથી એકઠું કીધેલું જે ધન હશે તેના સુદ્ધાં તે
ધન નાશ પામશે. વાસ્તે ધન મેળવવું તે ન્યાયથીજ મે-
ળવવું. ૬

अयुक्तंस्वामिनोयुक्तं युक्तंनीचस्यदूषणम् ॥
अमृतंराहवेमृत्यु र्विषंशंकरभूषणम् ॥७॥

ટીકા.—મોટા લોકોએ જો ખોટું કામ કીધું હોય તો તે-
મને યોગ્યજ થાયછે, કેમકે તેને દુષણ આપવાને કોઈજ
સમર્થ નથી. નાના માણસે યોગ્ય કામ કીધું હોય તોપણ તેને

અપોગ્યજ થાયછે. કેમકે તેને કોઈ પણ બીતું નથી. તેને ઠપકો આપવાને બધાં શક્તિમાન થાયછે. કેમકે અમૃત પીવું ઘણું ઉત્તમછે પણ રાહુને તેના નીચ પણાથી મારક થયું. ને વિખ પિવું તે ઘણું ખોટું પણ મહાદેવજીને તેમની મોટાઈથી ઘરેણુંજ થયુંછે. ૭

**तद्भोजनंयद्द्विजभुक्तशेषं तत्सौहृदंयक्रियतेपरस्मिन्॥**
**प्रसाज्ञतायानकरोतिपापं दंभंविनायःकुरुतेधर्मः॥८॥**

**ટીકા.**—બ્રાહ્મણ જમી રહ્યાપછી રહેલું અન્ન ખાવું તેજ ભોજન કહેવું બ્રાહ્મણને આપ્યાવગર પોતેજ પહેલાં ખાવું તે ભોજન નહીં કહેવું બીજા ઉપર જે પ્રીતી કરવી તેજ પ્રીતી જાણવી પુત્રાદી ઉપર પ્રીતી નહીં કહેવી. જનાવરોપણ પોતાના માણસો ઉપર પ્રીતી રાખેછે પાપ કરતા નથી તેજ ડાહ્યા જાણવા. ઢોંગવગર કીધો હોય તેજ ધર્મ છે. ઢોંગથી કીધેલો ધર્મ તે અધર્મજછે. ૮

**मणिर्लुटतिपादाग्रे काचःशिरसिधार्यते ॥**
**क्रयविक्रयवेलायां काचःकाचोमणिर्मणिः॥९॥**

**ટીકા.**—અજ્ઞાનથી પરિક્ષા કરતાં આવડતી નથી. હીરા વગરે મણી મોટાં શ્રેષ્ટ છે તો પણ પગ નીચે ચુંથાય છે, ને કાચનો મણી માથા ઉપર ધારણ કરેછે. વાસ્તે કાચે હીરા વગેરે મણીને હલકા કરી નાંખ્યાછે; ને પોતે માથા ઉપર ચઢી બેઠાછે એવો ભાવ તેણે પોતાના મનમાં લાવવો નહીં. જ્યારે પરિક્ષા કરનાર એ બંન્નેનો ક્રય વિક્રય કરશે ત્યારે કાચ હલકો પડશે. ને હીરા શ્રેષ્ટતાને પામશે. ને સોનાના આભ્રમવડે માથા ઉપર રેહેશે. ૯

अनंतशास्त्रंबहुलाचविद्या अल्पश्चकालोबहुविघ्नताच ॥ यत्सारभूतंतदुपासनियं हंसोयथाक्षीरमिवांबुमध्यात ॥१०॥

ટીકા.—હે માણસ જો તું એમ ધારતો હઈશ કે, હું બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરીશ તો, શાસ્ત્રોનો પાર નથી વિદ્યા પણ ઘણીછે ને આવરદા થોડીછે તેમા વિઘ્નો ઘણાંછે. વાસ્તે જે સાર એટલે ખરી વસ્તુ હોય તેનુંજ સેવન કરવું. જો કે દુધ અને પાણી એકઠાં કીધાં હોય તોપણ હંસ જેમ પાણીમાંથી દુધ જુદું કરીને તેનુંજ ગ્રહણ કરેછે વાસ્તે ડાહ્યા માણસે બધું અવલોકન કરીને તેમાંથી સાર હોય તેજ લેવું. ૧૦

दूरागतंपथिश्रांतं वृथाचगृहमागतम् ॥
अनर्चयित्वायोभुंक्ते सवैचांडालउच्यते ॥११॥

ટીકા.—આઘેથી આવેલો રસ્તામાં થાકી ગએલો, ને એકા એક આવેલો એવો અતીથી ઘેર આવ્યો હોય તો સારૂ બોલીને તેનો સત્કાર કરવો. ને તેને ખવરાવ્યા વગર પોતે ખાય તો તે ચાંડાલ સમજવો. ૧૧

पठंतिचतुरोवेदान् धर्मशास्त्राण्यनेकशः ॥
आत्मानंनैवजानंति दर्विपाकरसंयथा ॥१२॥

ટીકા.—ચાર વેદ ધર્માદી કરીને બધાં શાસ્ત્રોનો સર્વ અભ્યાસ કરે છે પણ આત્માને કોઈ જાણતું નથી જે કે, કડછી બધી રસોઈમાં જાય છે પણ તેમાંના કોઈના રસને જાણતી નથી તે પ્રમાણે તેઓ છે. ૧૨

धन्याद्विजमयीनौका विपरीताभवार्णवे ॥
तरंत्यधोगताःसर्वे उपरिस्थाःपतंत्यधः ॥१३॥

ટીકા.—જેમ સમુદ્ર તરવાને લાકડાની નૌકા હોય છે તેજ પ્રમાણે આ સંસાર રૂપી ભવ સમુદ્રને તરવાને બ્રાહ્મણ રૂપી નૌકા છે તે લાકડાની નૌકા કરતાં વિચિત્ર છે તે કેમ છે? તે સાંભળો; લાકડાની નૌકા નીચે જે બેસે છે તે બુડે છે. ને ઉપલા ભાગમાં બેસે છે તેઓ તરે છે ને બ્રાહ્મણ રૂપી નૌકાના નીચલા ભાગે જે બેસે છે તેઓ તરે છે ને જે ઉપર બેસે છે તે બુડે છે. સારાંશ કે, બ્રાહ્મણને વિષે જે નમ્ર તે તરે છે, ને જે અનમ્ર તે બુડે છે. ૧૩

अयममृतनिधानंनायकोप्योषधीनाममृतमयश
रीरंकांतियुक्तोपचंद्रः ॥ भवतिविगतरश्मिर्मंडलंप्रा
प्यभानोपरसदननि विष्टःकोलघुत्वंनयाति ॥१४॥

ટીકા.—હે માણસો જુઓ આ ચંદ્રમા અમૃતનું ઠેકાણું છે. બધાં ઓષડોનો ધણી છે તેનું શરીર પણ અમૃત જેવું છે તેમ તેજશ્વીપણ છે. અને શ્રેષ્ટ છે તોપણ સૂર્યને ઘેર જાય છે ત્યારે નીસતેજ થઈ જાય છે. વાસ્તે કોઇ સાધારણમાણસબીજાને ઘેરગયેથીલઘુપણાનેકેમ નહીપામશે.

अलिरयंनलीनीदलमध्यगः कमलिनीमकरंदमदालसः॥
विधिवशात्परदेशमुपागतःकुटजपुष्परसंबहुमन्यते।१५

ટીકા.—આ ભમરો હમેશ કમળના ફુલવાળા પાનડામાં રેહેનારો અને કમળના પરાગને હમેશ ખાનારો તેને છોડીને બીજે કઈ જતો નથી. તે જો ભાગ જોગે પરદેશ જાય તો

કુટજ વૃક્ષના ફુલનેજ શ્રેષ્ઠ માનીને તેનું સેવન કરે છે. ૧૫

पीतः क्रुद्धेनतातश्चरण तलहतोवल्लभोःयेनरोषादा

बाल्याद्विप्रवर्यैःस्ववदन विवरेधार्यतेवैरिणीमे ॥ गेहं

मेच्छेदयंतिप्रतिदिवस मुमाकांतपूजानिमितात्स्मा

त्सीन्नासदाहंद्विजकुलनिलयं नाथयुक्तंत्यजामि।१६॥

ટીકા.—શ્રીવિષ્નુ લક્ષમીને પુછે છે કે તું બ્રાહ્મણોને ઘેર રેહેતી નથી તેનું કારણ શું છે? તે કહે. ત્યારે લક્ષ્મી કહે છે કે એક અગસ્તી નામનો બ્રાહ્મણ ક્રોધથી મારા બાપનેપી- ગયો ને ભૃગુએ તમને લાત મારીને મારી વેરી જે સરસ્વતી તેનું મુખમાં ધારણ કરી મોટાઈ મેળવે છે તેમજ રોજ મારા ઘરનું (કમળનું) છેદન કરીને શીવને ચડાવે છે એવી એબ્રાહ્મણોના કૃતિથી હું તેમને ઘેર ઘણો વાસ કરતીનથી.૧૬

बंधनानिखलुसंतिबहुनिप्रेमरज्जुदृढबंधनमुच्यते ॥

दारुभेदनिपुणोपिषंडघ्रिर्निष्क्रियोभवतिपंकजकोशे।१७

ટીકા.—આ સંસારમાં માણસોને ઘણી તરેહનાં બંધની છે તેના પ્રેમરૂપ દોરડીવડે જે બાંધેલું તેજ ઘણું દ્રઢ બંધન છે તે બંધન તોડવાને માણસ કોઈ દહાડો સમર્થ થતો નથી કેમકે ભમરો લાકડાને કોતરીને તેનો ભેદ કરી જાય છે પણ પ્રેમથી કુમળા કમળના અંતરભાગને વિશે નિષ્ક્રીય થાયછે તેનો ભેદ કરવાને સમર્થ થતો નથી. ૧૭

छिन्नोपिचंदनतरुर्नजहातिगंधं वृद्धोपिवारणपतिर्नज

हातिलीलां॥ यंत्रार्पितोमधुरतांनजहातिइक्षुःक्षीणो

पिनत्यजतिशीलगुणान्कुलीनः ॥१८॥

टीका.—सुખડનું ઝાડ તોડી નાખ્યું હોય તો પણ તેની સુગંધી છોડતું નથી. તેમ હાથી ઘરડો થયો હોય તો પણ લીલા કરવાને છોડતો નથી. અને જેમ શેરડી યંત્રમાં પીલી કાઢેલી હોય તો પણ મીઠાશને તજતી નથી તેમજ કુલીન માણસની પાસેથી પૈસો જતો રહ્યો હોય તો પણ પોતાના ઉત્તમ સ્વભાવને છોડતો નથી. १८

उर्व्यात्वोपिमहिधरोलधुतरोदोर्भ्यंधृतोलीलयाते
त्वंदिविभूतलेच मततंगोवर्धनोगीयसे ॥ त्वांत्रै
लोक्यधरंवहामिकुचयो रग्रेणतद्गण्यतेकिंवाके
शवभाषणेनवहुनापुण्यैर्यशोलभ्यते ॥१९॥

टीका.—રાધા કૃષ્ણજીને કહે છે આ પૃથ્વી ઉપર કોઈએ નાનોસરખો પરવત અમ વગર હાથ વડે ધારણ કીધો તેથી તું સ્વર્ગમાં અને આ લોકમાં ગોવર્ધન નામથી ગવાઉ છું ને હું તો ત્રૈલોકને ધારણ કરનાર એવો જે તું તે તને સ્તનોને અગ્રે હમેશ ધારણ કરૂંછું. તો પણ આ પરાક્રમને કોઈજ ગણતું નથી. વાસ્તે હે કેશવજી ઘણું બોલવાથી શું થવાનું છે. લોકોમાં પુન્ય વગર કીર્તિ મળતી નથી. જે પુન્યવાન છે તેનેજ મળે છે. १९

इतिश्री वृद्धचाणाक्येनीतीग्रंथे पंचदशोऽध्यायसमाप्त.

---

## अध्याय १६ मो.

नध्यातंपदमीश्वरस्य विधिवत्संसारविच्छित्त

यस्वर्गद्वारकपाटपाटनपटु र्धर्मोपिनोपार्जितः ॥
नारीपीनपयोधरोरु युगुलंस्वप्नेपिनालिंगितं
मातुःकेवलमेवयौवन वनच्छेकुठारावयम् ॥१॥

ટીકા.—જન્મ મરણના નાશને વાસ્તે (મોક્ષનેવાસ્તે) બરાબર ઇશ્વરના પદનું ધ્યાન કીધું નથી. સ્વર્ગના દ્વારક પાટને પાટન એટલે વિઘટન (ઉઘાડનાર) કરનાર જે ધર્મ તે પણ એકઠો કીધો નથી. સ્ત્રીનાં જે પુષ્ટ એસ્તન તે એક સ્વપ્નમાં પણ આલીંગ્યાં નથી વાસ્તે હું માના જવાની રૂપી વનને છેદન કરનારા કહાડાં થયાં છીએ. જન્મમાં આવીને કાંઇ સાર્થક કીધું નથી. ૧

जल्पंतिसार्धमन्येनपश्यंत्यन्यंसविभ्रमा ॥
हृदयेचिंतयंत्यन्यं नारिणामेकतोरतिः ॥२॥

ટીકા.—સ્ત્રીઓની પ્રીતી એક ઠેકાણે હોતી નથી.તે કેમકે કહું છું. સ્ત્રીઓ એકની સાથે વાત કરે છે ને વિલાસ યુક્ત બીજાને જુએ છે. તેજ પ્રમાણે બીજાને ચીતે છે. ૨

योमोहान्मन्यतेमूढो रक्तेयंमयिकामिनी ॥
सतस्यावशगोभुत्वा नित्येक्रिडाशकुंतवत् ॥३॥

ટીકા.—જે મૂર્ખસ્ત્રી મારે વિશે પ્રીતી કરે છે એવું માને છે તે તેને વશ થઇને તે જેમ નચાવશે તે પ્રમાણે ક્રીડાપક્ષીની માફક નાચશે. ૩

कोर्थान्प्राप्यनगर्वितो विषयिणः॥ कस्यापदोस्तंगता
स्त्रीभिःकस्यनखंडितं भुविमनःकोनामराजप्रि

पः॥कःकालस्यनगोचर न्यमगतःकार्थिंगतोगौर
वंकोवाद्रूजनदूर्गुणेषु पतितःक्षेमेणयातःपथि ॥४॥

ટીકા.—દ્રવ્ય મળ્યાથી કોણ ગર્વ વાળું થયું નથી. કોઈ માણસની વીપત્તીં નાશ થઈ છે એવો કોણ છે. આ ભુલોકમાં સ્ત્રીઓએ કોનું મન વશ કીધું નથી. રાજાનો હમેશ પ્યારો એવો કોણ છે? કાળના હાથમાં ગયો નથી એવો કોણ છે. આ ઉપર કહેલા દોષમાંથી છુટો એવો જ્ઞાની વગર બીજો કોઈ નથી. ૪

नंनिर्मितकेनापिनदृष्टपूर्वां नश्रुयतेहेममयीकुरंगी ॥
तथापितृष्णारघुनंदनस्य विनाशकालेविपरीतबुद्धी५।

ટીકા.—પહેલાં સોનાનું હરણ કોઈએ ઉત્પન્ન કીધું નથી ને કોઈએ જોયું પણ નથી. ને સાંભળ્યુ પણ નથી. એવું છતાં રામચંદ્રજીને હરણ ઝાલવાની ઈચ્છા થઈ વાસ્તે નાશ થવાનો હોય તે વખતે પણ મોટા લોકની બુદ્ધિ ફરી જાય છે. ૫

गुणैरुत्तमतांयातोनोच्चैरासनसंस्थीताः।
प्रासादशिखरस्थोपी काकःकोंगरुडायते ॥६॥

ટીકા.—માણસ ગુણ વડે શ્રેષ્ઠતાને પામે છે. ઊંચી જગો ઉપર બેઠો એટલે શ્રેષ્ઠ થાય છે. એમ નથી કાગડો દેવળ ઉપર ઊંચી જગોએ એટલે શિખરે ઉપર બેઠો તો શું ગરુડ જેવો શ્રેષ્ઠ થશે કે શું. ૬

गुणाःसर्वत्र पूज्यंते नमहत्योपिसंपद ॥
पूर्णेंदुःकिंतथावंद्यो निष्कलंकोयथाकृशः ॥७॥

ટીકા.—ગુણ બધે ઠેકાણે પુજાય છે તે સંપત્તી મોટી

હોય તો પણ તેને કોઈ પુછતું નથી. દ્વીતીયાનો ચંદ્ર જેમ વંદ્ય છે તેમ પુનમનો પૂર્ણ ચંદ્ર વંદ્ય થશે કે શું. ૭

परप्रोक्तगुणोयस्तु निर्गुणोपिगुणीभवेत् ॥
इंद्रोपिलघुतांयाति स्वयंप्रख्यापितैर्गुणैः ॥८॥

ટીકા.—જે માણસનુ બીજા માણસો વખાણ કરે તે ગુણ વગરનો હોય તો પણ ગુણવાળો થાય છે. ને જે પોતાના ગુણનું પોતેજ વર્ણન કરે છે તે ઈંદ્ર હોય તો પણ લઘુત્વ પામે છે. ૮

विवेकिनमनुप्राप्त गुणायांतियनोज्ञताम् ॥
सुतरांरत्नमाभाति चामीकरनीयोजीतम् ॥९॥

ટીકા.—ગુણ પોતાની મેળેજ શ્રેષ્ટ થાય છે પણ જો તે એ વિવેકી માણસની પાસે જશે તો વધારે શોભશે. જેમકે રત્ન પોતાની મેળે શોભે છે ત્યારે પણ જો સોનામાં બેસાડ્યાં હોય તો વધારે શોભે છે. ૯

गुणैःसर्वज्ञतुल्योपि सीदत्येकोनिराश्रयः॥
अनर्घ्यमपिमाणिक्यं हेमाश्रयमपेक्षते ॥१०॥

ટીકા.—ગુણવડે ઇશ્વર જેવો છે તો પણ આશ્રય વગરનો એકલોજ છે તો તે દુઃખ પામશે. માણેક કીંમત વગરનું છે તો પણ સોનાનો આશ્રય કરવાને ઇચ્છે છે. ને તેઓ જેમ આશ્રય વગર શોભતા નથી. તેમ ગુણવાન આશ્રય વગર શોભતાં નથી. ૧૦

अतिक्लेशनयत्यर्था धर्मस्यातिक्रमेणतु ॥
शत्रुणांप्रतिपातेन तेअर्थामाभवंतुमे ॥११॥

ટીકા.—ઘણા કષ્ટથી મળે એવો પૈસો તેમજ ધર્મનું ઉ-લંઘન કરીને મળે એવો પૈસો ને શત્રુને નમસ્કાર કરીને મ-ળનાર પૈસો મારે નહીં જોઇએ. ૧૧

किंतयाक्रियतेलक्ष्म्या मावधुरिवकेवला ॥

यातुवेश्येवसामान्या पथिकैरपिभुज्यते ॥१२॥

ટીકા.—લક્ષ્મી જે ઉપભોગ વગરની કંન્યાની માફક સં-રક્ષણ કરેલી હોય તેથી શું પણ સામાન્ય વેશ્યાની માફક વટેમારગુ પણ જેલક્ષ્મીનો ઉપભોગ કરેતેજ લક્ષ્મીઉત્તમ.૧૨

धन्येदुजीवितेव्येषु स्त्रीषुचाहारकर्मसु ॥

अतृप्ताःप्राणिनाःसर्वे यातायास्यंतियांतिच ॥१३॥

ટીકા.—ધાન્ય, જીવન તેમજ સ્ત્રી એટલાં વિશે અને આહારને વિશે બધા પ્રાણીઓ અતૃપ્ત થઇને કેટલાં એક ગયાં, કેટલાં એક જશે. ને કેટલાં એક જાય છે ને આવિશે ગમે તેટલો ઉપભોગ કીધો હોય તો પણ કોઇ દહાડો તૃપ્તી થવાની નથી. વાસ્તે ડાહ્યા માણસોએ એટલાંનો ત્યાગ કર-વો ને ઇશ્વરનું ભજન કરવું. ૧૩

क्षीयंतेसर्वदानानी यज्ञहोमबलिक्रिया ॥

नक्षीयतेपात्रदान मभयंसर्वदेहिनाम ॥१४॥

ટીકા.—બધાં દાનો અને યજ્ઞાદીક કર્મો નાશ પામે છે પણ સતપાત્રે આપેલું દાન તે પ્રાણી માત્રને વિશે અભય એ કોઇ દહાડો નાશ પામતાં નથી. ૧૪

तृणंलघुतृणात्तुल्य स्तुलादपिचयाचकः ॥

वायुनाकिंननीतोसौ मामयंयाचयिष्यति ॥१५॥

ટીકા.—ઘાસ હલકું છે તેથી રૂ હલકું છે તેથી પણ માગનારો હલકો છે. એટલો હલકો છતાં પવન તેને કેમ ઉડાવી નથી લઈ જતો એમ જો કોઈ પુછશે તો યાચક ઘણો હલકો છે તે મારી પાસે પણ કંઈ માગશે. એવી બીકથી પવન તેની તરફ જોતો પણ નથી. ૧૫

वरंप्राणपरित्यागो मामानपरिखंडनम्ः ॥
प्राणत्यागःक्षणंचैव मानभंगोदिनेदिने ॥१६॥

ટીકા.—અપમાનથી જીવવું તેના કરતાં મરવું એ સારૂ છે મરવાથી એક ઘડી સુધી માત્રજ દુઃખ થાય છે. પણ અપમાન હમેશ દુઃખ આપે છે. ૧૬

प्रियवाक्यप्रदानेन सर्वेतुष्यंतिजंतवः ॥
तस्मादेवंचवक्तव्यं वचनेकिंदरिद्रता ॥१७॥

ટીકા.—મીઠું બોલવાથી બધાં પ્રાણિયો સંતોષ પામેછે વાસ્તે બધાં માણસોને ગમે તેવું બોલવું જોઇએ. કઠોર બોલીને બીજાને અસંતોષી નહી કરવું જોઇએ સારૂં બોલવામાં આપણું શું જાય છે. ૧૭

संसारकूटवृक्षस्य द्वेफलेअमृतोपमे ॥
सुभाषितंचसुस्वादुः संगतिःसुजनेजने ॥१८॥

ટીકા.—આ સંસારરૂપી કડવા ઝાડનાં બે અમૃત જેવાં ફળોછે તે એક તો મીઠું બોલવું, બીજુ સજ્જનની સંગતી.૧૮

जन्मजन्मन्यदंभस्तं दानमध्ययनंतपः॥
तेनैवाभ्यासयोगेन देहेमभ्यसतेपुनः ॥१९॥

ટીકા.—જન્મ જન્મને વિશે જે દાન કે અધ્યયન કીધું હોય તેને યોગે કરીને બીજા જન્મજન્મે પરમેશ્વરની શેવા મળેછે

पूस्तकेषुचवाविद्या परहस्तेषुयद्धनम् ॥
उत्पन्नेषुचकार्येषु नसाविद्यानतद्धनम् ॥२०॥

ટીકા.—જે માણસની વિદ્યા પુસ્તકમાં છે એટલે પુસ્તક વગર આવડતી નથી. અને જે માણસનું ધન બીજાના હાથમાં છે તે માણસને કોઈ વખતે વિદ્યાનો અગર ધનનો ઉપયોગ કરવાની વખતે તેને નહી મળે તો તે ધન તથા વિદ્યા તેનાં નથી. ૨૦

इतिश्रीवृद्धचाणाक्ये नितिग्रंथे षोडशोऽध्यायसमाप्त.

---

## अध्याय १७ मो.

पूस्तकेप्रत्ययाधीतं नाधीतंगुरुसंन्निधौ ॥
सभामध्येनशोभंते जारगर्भइवस्त्रियः॥१॥

ટીકા.—જે માણસે ગુરૂ વગર પુસ્તકમાં જોઈને અધ્યયન કીધું હોય તે અધ્યન ચાર પાસેથી રહ્યો છે. ગર્ભ જે મને એવી સ્ત્રીયોની માફક શોભતું નથી. ૧

कृतेप्रतिकृतंकुर्या द्धिंसनेप्रतिहिंसनम् ॥
तत्रदोषोनपतति दुष्टेदुष्टंसमाचरेत ॥२॥

ટીકા.—કોઈએ આપણું ખોટું કીધું હોય તો તેનું આપ-

ણે ખોટું કરવું. જેણે આપણને માર્યો હોય તેને આપણે મારવું. જે દુષ્ટ માણસ હોય તેની જોડે આપણે પણ દુષ્ટ પણાથી ચાલવું એ ન્યાય છે એમાં દોષ નથી. ૨

यद्दूरंयद्दुराराध्यं यच्चदूरेव्यवस्थितम् ॥

तत्सर्वंतपसासाध्यं तत्तपोहिदूरतिक्रमम् ॥३॥

ટીકા.—જે વસ્તુ આવી છતાં તેનું આરાધન કીધું હોય તો પણ મળતી નથી તે વસ્તુ તપ વડે મળશે વાસ્તે તપ દુરતી પ્રાક્રમ એટલે તેને ઓલંઘવાને કોઈ સમર્થનથી. ૩

लोभश्चेदगुणेनकिंपिशु ननायद्यस्तिकिंपातकैः॥

सत्यंचेत्तपसाचकिंशु चिमनोयस्यास्तितीर्थेनकिंः।

सौजन्यंयदिकिंगुणैः सुमहिमायद्यस्तिकिंमंडनैः ॥

सद्विद्यायदिकिंधनैर पयशोयद्यस्तिकिंमृत्युना ॥४॥

ટીકા.—જે માણસને લોભ છે ને તે વિષય છોડી દીધાથી શું થવાનું છે. જે માણસને બીજાનું છીદ્ર જોઇને લોકમાં પ્રસિદ્ધ કરવાનો અભ્યાસ છે તેમને બીજા પાતકથી શુ થવાનું છે. પાતકથી જે ગતી તેને મળવાની તે તેને આથી મળેછેજ. જેને સાચું બોલવાનો નીયમ છે તેને તપથી શું થવાનું છે. સત્યથીજ તેને તપનું ફળ મળે છે. મન જો પવીત્ર છે તો તીરથ જાત્રા કરીને શું મળવાનું છે. તેને શુદ્ધ અંતઃકરણથી સઘળા તીર્થનું ફળ મળે છે. ભલમણસાઈ છે તો બીજા ગુણોથી તેને શું થવાનું છે. જો લોકમાં મોટાઈ છે તો મંડન એટલે સારાં કપડાં,ઘરેણાં ગાંઠાંથી તેને કાંઈજ થવાનું નથી સારી વિદ્યા છે તો ધનનો

કાંઈજ ઉપયોગ નથી. કેમકે ધનથી જે મળવાનું તે વિદ્યા-
થી તેને મળે છે. લોકમાં અપકિર્તિ છે તો મર્ણ્યો તેને શું
વધારે મળવાનું છે. કેમકે મૃત્યુંથી મળનારૂ જે સત્ય તે
તેને અપકિર્તિથી મળેછેજ. ૪

पितारत्नकरोयस्य लक्ष्मीयस्यसहोदरि ॥
शंखोभीक्षाटनंकुर्यात नादत्तमुपतिष्टति ॥५॥

ટીકા.—રત્નાકર એટલે સમુદ્ર જેનો બાપ છે ને લક્ષ્મી
જેની બેહેન છે એવો શંખ દરરોજ લોકોને ઘેર ભીક્ષા મા
ગવા જાય છે વાસ્તે પેહેલાં જન્મમાં આપ્યા વગર બીજે
જન્મ કાંઈ મળવાનું નથી. ૫

अशक्तस्तुभवेत्साधु र्ब्रह्मचारीचनिर्धनः ॥
व्याधिष्टोदेवभक्तश्च वृद्धानारीपतिव्रता ॥६॥

ટીકા.—અશક્ત એટલે સંસારમાંના કોઈ પણ ઉદ્યોગ
કરવાને જે સમર્થ નથી તે સાધુ થાય છે. નિર્ધન તે વિષય
ભોગ છોડી દે છે. જેને વ્યાધી થયો હોય તે દેવ ભક્ત થા
ય છે. ને જે જવાનીમાં વ્યભીચારીણી સ્ત્રી હોય છે તે
ઘરડી થાય છે ત્યારે પતિવૃતાના જેવા ધર્મ પાળે છે. ૬

नान्नोदकसमंदानं नतिथिर्द्वादशीसमा ॥
नगायत्र्याःपरोमंत्रो नमातुःपरदैवतम ॥७॥

ટીકા.—અન્ન અને પાણી એના દાન વગરે બીજું કોઈ
મોટું દાન નથી. બારસ જેવી બીજી સારી તીથી નથી. ગા-
યત્રી વગર બીજો મંત્ર નથી. ને મા વગર બીજુ દૈવત નથી. ૭

तक्षकस्यविषंदंते मक्षीकायाविषंशिरः ॥
वृश्चिकस्यविषंपुच्छं सर्वांगेदुर्जनोविषम् ॥८॥

ટીકા.—સાપના દાંત વિશે વિષ રહેછે. માંખીઓના માથા વિશે વિષ રહેછે. તેમજ વીંછીની પુંછડીમાં વિષ રહે છે. ને દુર્જનનાતો બધા શરીરમાં વિષ હોયછે. ૮

पतेराज्ञाविनानारी उपोष्यव्रतचारिणी ॥
आयुष्यंहरतेभर्तुः सानारीनरकंव्रजेत ॥९॥

ટીકા.—પતિની આજ્ઞા વગર જે સ્ત્રી અપાસ કરીને વ્રતનું આચર્ણ કરેછે. તેના વરના આવર્દાનું હરણ કરેછે. ને પોતે પણ નરકમાં જાયછે. ૯

नदानैःशुद्धतेनारी नोपवासशतैरपि ॥
नतीर्थसेवयातद्वत भर्तुःपादोदकैर्यथा ॥१०॥

ટીકા.—જે સ્ત્રી પોતાના વરના પગ પખાળીને તે પાણી પીને પવિત્ર થાયછે. તેટલી તીર્થ, દાન, અપાસ વગેરે કરવાથી થતી નથી. ૧૦

पादशेषंपीतशेषं संध्याशेषंतथैवच ॥
श्वानमुत्रसमंतोयं पीत्वाचांद्रायणंचरेत ॥११॥

ટીકા.—પગધોઇને રહેલું તેમજ પીધાપછી રહેલું ને સંધ્યા કરીને રહેલું પાણી કુતરાના મુત્ર જેવુંછે. ને તે જે પીશે તે કોઈ દાહાડો શુદ્ધ થવાનો નથી. ૧૧

दानेनपाणिर्नतुकंकणेन स्नानेनशुद्धिर्नतुचंदनेन ॥
मानेनतृप्तिर्नतुभोजनेन ज्ञानेनमुक्तिर्नतुमुंडनेन ॥१२॥

ટીકા.—માણસને જે વખતે પૈસો મળેછે તે વખતે તે જો દાન કરેતો તેનો હાથ શોભેછે. ને જો દાન નહી કરે ને મોટાં ઘરેણાં કંગપણ વગેરે ઘાલે તોપણ શોભતો નથી. દેહની શુદ્ધીનાવાથીજછે નેહ્યાકાર સારાચંદનનો લેપ કરીને બેસે તો તે શુદ્ધ થવાનો નથી. આદરસતકારથી જેટલી તૃપ્તી થાયછે તેટલી ભોજનથી સારા માણસની થતી નથી. ને જ્ઞાનથી જેમ મુક્તિ મળેછે તેમ મુંડન આદી કરીને પ્રાય- શ્ચિતથી થતી નથી.

नापिकस्यगृहेक्षौरं पाषाणेगंधलेपनम ॥
आत्मरूपंजलेपश्यन शक्रस्यापिश्रियंहरेत ॥१३॥

ટીકા.—હજામને ઘેર હજામત કરાવી હોયતો, ને ઓર- શિયા ઉપરથીજ ટીલું કીધું હોય તો, ને પાણીમાં આપણું સ્વરૂપજોયું હોયતો ઇંદ્રની પણ લક્ષ્મી જતી રહેછે પછી માણસની જશે એમાં શું આશ્ચર્ય. ૧૩

सद्यप्रज्ञाहरातुंडी सद्यःप्रज्ञाकरीवचा
सद्यःशक्तिहरानारी सद्यःशक्तिकरंपयः ॥१४॥

ટીકા.—તુંડી એટલે ગલોડાં ખાધાં હોયતો તતકાળ મા- ણસની બુદ્ધીને હરણ કરેછે ને વચા એટલે વેખંડ ખાધું હોયતો તતકાળ બુદ્ધિને ઉતપન્ન કરેછે. તેમજ સ્ત્રી માણસની શક્તિને હરણ કરેછે ને દુધ શક્તિને ઉતપન્ન કરેછે ૧૪

परोपकारणंयेषां जागर्तिहृदयेसताम ॥
नस्यंतिविपदस्तेषां संपदस्युःपदेपदे ॥१५॥

ટીકા.—જે સાધુના મનમાં હમેશ પરોપકાર જાગેછે એટલે તેઓ પરોપકાર કરેછે તેમની બધી વિપતી જતી રહેછે ને તેઓ જ્યાં જશે ત્યાં તેને સંપતીજ મળશે. ૧૫

यदिरामायदिचरमायदि तनयोविनयगुणोपेतः॥
तनयेतनयोत्पत्तिःसुरवर नगरेकिमाधिक्यम ॥ १६

ટીકા.—આ લોકમાં જે માણસની સ્ત્રી ઉત્તમ છે તેમજ તેની પાસે પૈસોછે. ને પુત્ર વિનયાદી ગુણથી ભરેલાંછે. ને તેમને છોકરાં થાયછે તો તેને ઇંદ્રલોકમાં શું વધારે છે. કંઇજ નથી. ૧૬

आहारनिद्राभयमैथुनानो समानीचैतानीनृणांपशुनाम॥ ज्ञानंनराणांमधिकोविशेषो ज्ञानेनहीनापशुभिःसमानाः ॥१७॥

ટીકા.—આહાર (ખાવું) નિંદ્રા, ભય, મૈથુન આ ચાર માણસને અને જનાવરને સરખાજછે. તેમને વિષય સુખ વિશે ગ્નાનછે એટલુંજ માત્ર વધારે સમજવું. જે માણસોને ગ્નાન નથી તે પશુ જેવા સમજવા. ૧૭

ज्ञानार्थिनोमधुकरायदिकर्ण तालैदूरीकृताःकरिवरेणमदान्धायुद्धा ॥ तस्यैवगंडयूगमंडनहा निरेषांभृंगाः पुनर्षीकचपद्मवनेवसंति ॥१८॥

ટીકા.—હમેશ કમળના ફુલથી ફુલેલા વનમાં રહેનારો ભમરો દાનો દકની ઇચ્છાથી હાથી પાસે આવે ને હાથી

પોતાના કાનવડે તેમને ઉડાડી મુંકે તો હાથીના ગંડસ્થળની શોભા જાયછે બાકી ભમરી તો પાછો વનમાં જઇને કમળનું સેવન કરેછે. તેમજ ધનવાનને ઘેર જો કોઈ યાચક આવ્યો હોયતો તેનો તેણે ધિક્કાર નહીં કરવો જોઇએ ને જો ધિક્કાર કરયો તો તેની લક્ષ્મીનો નાશ થશે. ને યાચક તો બીજાને ઘેર જઇને પૈસો મળવશે. १८

राजावैश्यायमोअग्नि स्तरकोबालयाचकौ ॥

परदुखंनजानंति अष्टमोग्रामकंटकः ॥१९॥

રાજા, વેશ્યા, જમ, અગ્નિ, ચોર, છોકરૂં, યાચક એ સાત અને ગ્રામ કંટક એટલે કંઈ ન જતાં પોતાના ગામમાં રહીને અને લોકોને પીડા કરીને પોતાનું ગુજરાન ચલાવનારો એ આઠ જણુ બીજાની દયા જાણતા નથી. પોતાનુંજ કામ કરેછે. १९

अधःपश्यसिकिंबाले पतितंतवकिंभुवि ॥

रेरेमुर्खनजानासि गतंतारुण्यमौक्तिकं ॥२०॥

ટીકા.—કોઈ એક જુવાન સ્ત્રી પોતાના સ્તન (ધાઇયો) તરફ જોતી જોતી રસ્તે જતી હતી. તેને જોઇને કોઇએક પુરૂષ પુછેછે કે હે સકુમારી તું નીચું શું જુએછે તારૂં કંઈ ખોવાયું છે કે શું એમ તેનું બોલવું સાંભળીને પેલી બોલે છે. હે મૂર્ખ તું કેમ જાણતો નથી મારૂં જુવાની રૂપી મોતી ખોવાયુંછે તે જોઉંછું; સમજ્યો. २०

व्यालाश्रयापिविफलापिसकंटका पिवक्रापिपंकिल

भवापिदूरासदापी ॥ गंधेनबंधुरसकेतकिसर्वजंतोरे
कोगुणःखलुनिहंतिसमस्तदोषान ॥२१॥

ટીકા.—હે કેતકી (કેવડાનું ઝાડ) જો કે તું સાપને આ-
શરી આપેછે ફળ વગરની છું, કાંટાવાળીછું. વાંકી ચુંકીછું
ને કાદવવાળી જગામાં ઉત્પન્ન થાયછે ને તું મળવાને પણ
અશક્ય છું પણ તારામાં સુગંધ એ ગુણછે તેથી લોકો
તને જાણ્યો ઘણી પ્યારી ગણીને ભાઇના માફક પાસે રાખે
છે વાસ્તે માણસમાં એક ગુણ હોયતો તે બીજા દોષોને
આધા કરેછે. ૨૧

इतिश्रीवृद्धचाणाक्ष्ये नीतिग्रंथे २१मोअध्याय समाप्त।



# જાહેર ખબર.



આ ચોપડી નીચે લખેલે ઠેકાણે વેચાતી મળશે.

**નડીઆદ**—કાગદી સાદકભાઈ ચોપડી વેચનાર.

**સલુણમાં**—બુકસેલર લલુ જેભાઈ.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા ઠા॰ રાવપરામાં.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહતાજી ફકીરભાઈ કાશીદાસ, બુકસેલર કીકાભાઈ પરભુદાસ, મંચેરજી જમસેદજી, કરસનદાસ નરભુદાસ, લલુભાઈ જમનાદાસ, ત્રીભુવનદાસ ગોપાળદાસ.

**મુંબઈ**—બુકસેલર સખારામ ભીકશેઠ, બાળકૃષ્ણ લક્ષમણ, ભીમશી માણેક, દામોદર હરિશ્ચર.

**વીરમગામ**–બુકસેલર ભીખા નથુભાઈ, મુળશંકર લલુ.

**વઢવાણ**—બુકસેલર પ્રાણશંકર રામજી, રાંમા નાનજી.

**લીંબડી**—બુકસેલર છગન સંગજી.

**ધાંગધરા**—બુકસેલર નરશી જીવા ઠક્કર.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં.

**બુકસેલર જગજીવનદાસ દલપતરામ.**

**ઠા. અમદાવાદમાં બાલિટનની હવેલીમાં.**

